# કીર્તનાવળી.

ાદના શ્રી હાટકેશ્વર મહાદેવનું મહાત્મ, નગ-
ડ પંચતીર્થિ મહાત્મ, કાશીવિશ્વનાથ પંચ
ર્થિ મહાત્મ, અંબિકા મહાત્મ વિગેરે.

**નવલાલ મંડળી સમસ્ત.**

બનાવી પ્રસિદ્ધ કરનાર,

## દવે ઘાલાભાઇ ભગવાનજી.


## અમદાવાદ મધ્યે

હવેલીમાં અમદાવાદ યુનેટેડ પ્રીંટીંગ અને
ન એજન્સી કંપની "લિમિટેડના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સને ૧૮૭૯.—સંવત ૧૯૩૫.

કીંમત આઠ આના.

# પ્રસ્તાવના.

હાલમાં અમદાવાદ મધ્યે વડનગરા બ્રાહ્મણની ન્યાતીમાં આશરે દસ વર્ષથી હાટકેશ્વર નવલાસ મંડળી સભા સ્થાપેલીછે તે ફક્ત પોતાની ન્યાતીના મેમ્બરોછે. તે સભા મંડળીમાંથી હાલ બે પુરૂશ ગુજરી ગયેલાછે તેથી વેરાઇ ગયેલી છે પણ એ નવલાસમાંથી હમેશ શ્રીહાટકેશ્વર મહાદેવ દરશન કરવાનો નીયમ રાખેલોછે. પણ તે નવલાસની કુંપનીએ હાલ બે વર્ષથી શ્રીહાટકેશ્વર મહાદેવમાં પીતળની જાળીયો ને માતાજીના ગોખ, બાહાર કટેરો ને દ્વાર વિગેરે પોતે કરાવ્યુંછે. ને તે મંડળીયે રૂપાનો બંગલો કરાવ્યોછે. ને ઇશ્વર પાસે વિનંતી કરીયે છીયે જે હે ઇશ્વર પુરણબ્રહ્મ પ્રકાશીત તારી કળા કોઇ પણ પાર પામતું નથી ને પામનાર પણ નથી ને તરણાનો મેરૂ ને મેરૂનો તરણું એક પળમાં કરી નાખેછે; આ મંડળીના સર્વે આગળ તરણું જેવા હતા, પણ પુરવના જે હાટકેશ્વર મહાદેવ સ્થાપીત કરેલાં તેજ હાલમાં પણ એજ નામથી અગર વડનગરા નાગર બ્રાહ્મણના હાટકેશ્વર મહાદેવ એ નામથી ઓળખાયછે પણ નીચે મારી ઘણી અલ્પ બુદ્ધિથી સ્તુતીયો કરી ને તે જગાનું આખ્યાન કરૂછુ. તે આપ સાહેબો સર્વે સુજ્ઞજનો ધ્યાન આપીને વાંચશો એવી હું આશા રાખુછું તેથી દરશન કરવા આવશો.

આ ચોપડીની કવિતામા તાળ માત્રા વિગેરે મારી ભુલ

ચુકથી પડી હશે પણ વાંચનારને સુજ્ઞ થઇ સુધારી લેશો એવી આશા રાખુછું.

આ લઘુ ગ્રંથની ચોપડી બનાવવાનું કારણ એછે જે મ-જકુર નવલાક્ષ મંડળીયોને વિનંતી કરવાની જે તમે આપણી સભાને મેમ્બરો મળી આપણી ન્યાતીમાં શ્રી હાટકેશ્વર મહાદેવ વિશે તમારી બુદ્ધિ પ્રમાણે આખ્યાન કરો ને તે વાસ્તે મે આ લઘુગ્રંથ કરેલોછે તેમાં ભુલ ચુક હોય તે માફ કરશો.

આ ચોપડીમાં શ્રી હાટકેશ્વરની સ્તુતી, નગરખંડયાત્રા, ને કાશીયાત્રા ફક્ત લખેલીછે ને અંબીકાનું પણ લખેલુછે. શાથી જે કોઇ પોતાના ઇષ્ટનું આરાધન હમેશ નર નારીઓ સ્તુતી કરે માટે જુદા જુદા રાગમાં આખ્યાન કરેલુંછે તે વાંચી શ્રી હાટકેશ્વરને સાષ્ટાંગ દંડવ્રત કરવો એજ વિનંતી.

શ્રી મહાદેવજીની પુજા શોડષોપચાર શંકરાચાર્ય કૃત અને ચિંતામણી પાર્થિવેશ્વર પણ તે પુસ્તકમાંછે ને માનસી પુજન પણછે ને શીવ રેહસ્યોક્તરૂદ્રી નમક ચમકનીછે એનું એક પુસ્તક છપાવેલુંછે તે જો પુજનની ગરજ હોય ને ઇશ્વરની આરાધનામાં રેહેવું હોય તો તે મારી પાસેથી મળશે.

સેવક

બાલાજી ભગવાનજી સહી.



|| શ્રી ||

શ્રી હાટકેશ્વર પંચતીર્થી મહાત્મ. કાશીખંડ
પંચતીર્થી મહાત્મ અમદાવાદના વડ-
નગરા નાગર બ્રાહ્મણના હાટકે-
શ્વરના ગરબા તથા માતા
જીના ગરબા આરા
સુરી મહાત્મ
વગેરે.

મંગળા ચરણ.

ગણુ ગણુ પરિ વારં ચારૂ કે ઐરિહારં ગિરિવરધર સારં
યોગણિ ચક્રચારં, ભવજલ પરિવારં દુઃખ દારિદ્ર હારં
ગણપતિ મભિ વંદે વક્રતુંડાવતારં. ॥૧॥

દુહો

શંભુ સુતને વિનવું, સરસ્વતી લાગુ પાય;
બુદ્ધિ આપો અંતર વિશે, જુગદંબાછે સહાય. ૧
બાહુ ગ્રહોનિ માહરી, મજ્જીજ્ઞ ઉર માંય;
લાગીછિ વળી તન વિશે, ગતિ ન જાણુ કાંય. ૨
માગ્ય ઉદે મનમા કરો, વાર ન લાગે લેશ;
ઇછા હરિનિ થઈ હવે, ન ભાવો તમ પરવેશ. ૩
માય મઝિને કરૂણર, જીવ કરો ઉલ્લાસ;
શિવશક્તિ ઇછા થકી, અમદાવાદમાં વાસ. ૪

### પ્રભાત.

જાગીયે શિવશકિત આજ, પ્રાત ભયો સ્વામી,
પુજન કાજ અમર સહુ, વિનવે શિર નામી. ટેક.
પ્રાતુશકાળ આજ ભયો, ઉઠીયે દાસ જાણી,
કરગરીને વિનતિ કરૂ, કૃપા કરો ભાવ આણી. જા. ૧
ધ્યાન ધેરે બ્રહ્મા ઇંદ્ર, નારદ ગુણ ગાઇ,
વેદ પુરાણ શાસ્ત્ર વદે, ઉમંગ ઉર પાઇ. જા. ૨
આશ પુરો મનની નીજ, જય જય ત્રિપુરારી,
બાળાને નિજ કરૂણા કરો, હરિહર શકિત ભારી. જા. ૩
નાગર સહુ ગુણ ગાય, ભાવ ઉર આણી,
કર જોડીને વિનતિ કરે, કૃપા કરો શુલ પાણી. જા. ૪

---

## નગરખંડનો ગરબો.

નહી આપુ હો નંદજીના લાલરે, મહિડાં મારાંરે એ રાગ.

એક શેહેર વૃધ્ધનગર ગામરે, ચારજુગ કેરૂરે;
શોભે હટકેશ્વરનું ધામ, શીખરબંધ દેહેરૂ રે ૧
નગરખંડ મહાત્મા પારરે, કૈલાશ વાસીરે;
સર્વે લોકો ચતુર ગુણ ગાય, શુભ સ્થળ વાસીરે. ૨
તિરથ દેવ નગરમાં અપારરે, ત્રણસે ને સાઠરે;
ધર્મ અર્થ કામ ફળ થાય, મોક્ષનો ઠાઠરે, ૩
એક શેહેર સુંદીરછે પોળરે, કહુ ગુણ આતારે;
એક છેરે પ્રથમ નવી ઓળ, છે તેનિ સાથરે. ૪

શોભે હટકમણી દરબારેરે, બાંણુ બહુ શેવેરે,
શેઠ રવિકર્ણે કીધો સણગાર, રેવેશ્વર દેવે રે. ૫
ઉત્તર દ્વારે ભૈરવ હનુમાનરે, પુર ઉમીયાય રે,
સત ધારી શેવા કરૂ ધામ, મહાફળ થાયે રે. ૬
ગયા કોઠો વિષ્ણુપુરી સ્નાનરે, અંગ સુધ કીધાં રે,
સોમનાથ મૃગેશ્વર દેવ, દરશણુ દીધાં રે. ૭
ભેશારોડ કોટેશ્વર દેવરે, અંબાવ્ય માતા રે,
ખોડીયાઈ કરે જેની શેવ, અંગ રંગ રાતારે. ૮
અરજીુન બારી આશાપુરી માતરે, શંખ તીરથ આરોરે,
શીવ અચળેશ્વર મહાદેવ, ધ્યાનમાં ધારો રે. ૯
કૃષ્ણઆરો સમેલા તીરેરે, સુંદર સારરે,
બ્રહ્મા સ વિત્રી દેવળ આધીન, વૃત કરે નાર રે. ૧૦
બીજા ઘાટ મનોહર બારેરે, શોભા સારી રે,
ત્યાં તો પાંણી ભરે પનીયાર, ગાગર શીર ધારી રે ૧૧
આરે આંબાનાં વૃક્ષ રસાળરે, રાજ સુંદીર સાર રે,
શીધનાથ ગોકર્ણ સનેશ, પાળે ખોખા ગણેશ રે. ૧૨
તિર્થ વિશ્વામિત્રી મહીમાયરે, ઘણો શો કહીયે રે,
ત્યાં તો સપ્ત રૂષીની પુજા થાય, દરશણ જઈયે રે. ૧૩
અમરપોળે કુશળીયા ગણેશરે, અમર થઈ આઈરે,
બળીદેવ અંબાવ્ય વાસુદેવ, માતા વેહેરાઈરે. ૧૪
ત્યાંથી ચાલ્યા સમેલાની તીરરે, અંબાવ્ય માતારે,
મહાદેવ ત્ર્યંબકેશ્વર ધામ, બહુ ગુણ ગાતારે. ૧૫

મહાદેવ શંભુ હેમંતેશ્વરરે, મોરલી વાળોરે,
ત્રણ તળાવ પુસ્કર વાસુદેવ, રાજે રસાળોરે. ૧૬
પ્રેમે નાહ્યે કોડ જાય સુખી થાયરે, અખન ત્રવેણીરે,
મહાદેવ હટકેશ્વર નામ, સ્વર્ગની નીશાનીરે. ૧૭
પુઠ પુજા પીઠોરી પોળરે, ગુણ બહુ ગાશુરે;
દેવી ચિત્રેશ્વરીની કળા સોળ, ગામ જેને વારશુરે ૧૮
કૃશ્ન વિષ્નુ રાચે ખોળા માંહિરે, ગરૂડજી સામોરે;
સિદ્ધનાથ મહાદેવ ત્યાંય, વિશ્નુ અનામોરે. ૧૯
માતા પીઠોરી અંબા વાસુદેવરે, મહિષ મર્દની ગણીરે;
શોભેછે અષ્ટ ભુજાય, વાસ સીંહ વાહનીરે. ૨૦
મહાદેવ ઓમકાળા નામેરે, કાળા વાસુદેવરે;
પાસે રણછોડરાયનો ધામ, જદુરામ શેવેરે. ૨૧
સમે સમે પુજનનો શોખરે, સદાયે આનંદરે;
સામો બહુચરાબાઈનો ગોખ, બાળમુકંદરે. ૨૨
સર્વે તીરથ અધિક મહીમાયેર, ગવરીનો કુંડરે;
આવે કાશી ગંગાનો ખાળ, સંન્યાસીનો દંડરે. ૨૩
પ્રેત મોક્ષ થાય પળ માહીરે, દીધે સરાદરે;
નાહે ભવનાં પ્રાશ્ચિત જાય, મહિમા એ ઘાટરે. ૨૪
ત્રેઠ ગવરેશ્વર મહાદેવરે, ગવરેશ્વર કહીયેરે;
રામનાથ અજેપાળ દેવ, દરશણ જઈયેરે. ૨૫
પાસે સહસ્ત્ર તીરથ સીતારામેરે, નાહે ફળ થાશેરે;
કદમ છાયા દાનેશ્વર ધામ, જાણીયે કૈલાશેરે. ૨૬

ગામ કોણે ચમતકાળી માતરે, જેનો પરતાપરે;
ગામ નામે ચમતકાળી ગાય, માહા કવી આપરે. ૨૭
દેવિ દુર્ગા શીજાવે આઇરે, પુજ્યે પ્રેમેરે;
લવેશ્વર કુશેશ્વર બે બ્રાત, દર્શણ નીમેરે.
મોઢવાડે મોઢેશ્વરી માતરે. સીતળા માતારે;
શીતળ કરે બાળકનુ ગાત્ર, સતી સોહાતારે. ૨૯
તીરથ પંપા શરોવર પાળરે, ચામુંડા શર્જરે,
ત્યાંતો દેવળ છે મહાકાળ, કોટી રૂદ્ર છાજેરે. ૩૦
બ્રગુ તીરથ ઉપર ભીમનાથરે, મહા મારૂતીરે;
જાળેશ્વર અમરેશ્વર આપ, શીર છે વિભુતીરે. ૩૧
જે કોઇ શીવ થાયે આભોમેરે, નાવે ગર્ભ વાસરે;
એમ કહેછે વૈમાનવાળા, અંમર આ વાસેરે.. ૩૧
સર્વે તીરથ અધીક મહીમાયરે, જાુમના ગંગારે;
અમર થાય અમૃત કુંડ નાહે, સતી સો રંગારે. ૩૨
દેવી બહુચર હરિહર કાળીકાયરે, નગર માંહીરે;
અમતોળે અસાડ દેવીમાત, તીરથ છે સહીરે. ૩૩
આગળ દૈતે થાપ્યા દેવ થોકરે, સહુયે પુરારે;
ત્યાંતો વશ્યા છે મધ્યમ લોક, કરેમ અધુરારે. ૩૪
એક પંચ કોશી મહાદેવરે, લાખેશ્વર કહીયેરે.
બાંણ ગંગાની નિત્ય કરે શેવ, ચામુંડા વખાણેરે. ૩૫
એક પિંડીકા તારણ તળાવરે, પિંડ ત્યાં તરીયારે;
કીધાં સરાદ આણી મન ભાવ,પિત્રી ઓધરીયારે. ૩૬

સામો લક્ષ્મીનારાયણનો ધાંમરે, સમેળા પાળરે;
રામ મંદીર બે કોરા સાર, રાજ રસાળરે. ૩૭
ગોલવાડે મહાકાળીનો મઠરે, માતારે માતારે;
જુલે મામેરે કંનેરીનો ઠઠ, શંખ નારણ ગાતારે. ૩૮
સોમનાથ ઉપાસે સલાટરે, મે પોળ મધેરે;
જેને અંબા બેસારીછે પાસ, પાંચમ સુદેરે. ૩૯
દેવી ગડગડ ને સીતળાયરે, સ્થાપીયાં પાસેર;
પંચ વાંમીક ઓછવ થાય, વૈશાખ માસેરે. ૪૦
સુદ પુનમ જઈને મહાકાળીરે, જાગરણ કરશેરે;
પાંમે પંચાયણ લક્ષ્મી રસાળ, નવેનિધી ભરશેરે. ૪૧
ક્ષેત્રપતી હટકેશ્વર ધાંમરે, પીઠ જોઈ તંનરે;
ભાવે જાયે"નર" જે જીવી, તેને ધનધનરે. ૪૨
પુરશોત્મા ધણી ચોમાસરે, સમુદ્ર ભરીયારે.
શ્રાવણ મેળા ચાર ચાતુર માસ, પ્રેમના ભરીયારે. ૪૩
જેવો કાશી ખંડ કેહેવાયરે, નગર ખંડ એવોરે;
સીધ ક્ષેત્રનો મહિમાય, દ્વારિકાના જેવોરે. ૪૪
નાગર બ્રાહ્મણને નાગર વૈશરે, શીવના ઉપાસીરે;
બીજી વર્ણ અઢાડ સુજાણ, વડનગર વાશીરે. ૪૫
એક મુરખ ભેંશા પુઠે ધાયરે, ગાંમ પુઠે ફરતોરે.
તેને સિધી આપી મહીમાય, કવીતા કેહતોરે. ૪૬
જેણે અજાણે કરી પ્રદક્ષણાયેરે, તે ફળ લઈયેરે;
ભાવ કરી તીરથમાં જે નાહાય,તેનુ ભાગ્ય સુ કહીયેરે.૪૭

હેવા ચોવીસ હજાર છે ગ્રંથરે, સર્વે તીરથ જોઈરે;
રહ્યા ગુપ્ત પ્રગટ હજાર, વેદની માહીરે. ૪૮
બીજી વાવ્યો કુવા છે અપારરે,નામ કોઈ ન જાણેરે,
રહ્યા ગુપ્ત પ્રગટ અપાર, વેદ વખાણેરે. ૪૯
આ ગરબો શીખે સુણે ને ગાયરે, તીરથ કરતારે;
તેની આશા પુરે મહાદેવ, પ્રદક્ષણા કરતારે. ૫૦
દાસ બ્રાહ્મણ કહે જદુરાંમરે, ગરબો ગાશેરે;
શીવ શક્તિ પુરે તેની આસ, સર્વે સુખીયા થાશેરે. ૫૧

રેહેવાશી વડનગરમાં, શ્રીગોડ બ્રાહ્મણ જદુરામ મહારાજમુળચંદ મહારાજજીયે બનાવ્યો છે.

---

## काशीविश्वनाथ पंचातिर्थि प्रारंभः

ઉપર પ્રમાણે રાગ.

રૂદે ધ્યાન ધરો કાશી નાથરે, ગંગાનુ સ્નાનરે;
સ્નાન કરીને પુજન થાય, થાયછે જ્ઞાનરે. ૧
પ્રથમ ગણપતી કેરૂ ધ્યાનરે, ધરૂછુ ભાવેરે;
ભજો માત સરસ્વતી મન, ધ્યાન બુદ્ધિ આવેરે. ૨
પ્રથમ સમરૂ વિશ્વ નાથરે, ચરણ કમળ શેવુરે;
તેથી ભવનુ સંકટ જાય. સુખ આપે તેવુરે. ૩
મુક્તી પુરીછે કૈલાશરે, ભુમીપર કાહાવેરે;
સંગ ગંગાજી રાખ્યા પાસ, શોભા બહુ કાહાવેરે. ૪

વેહે ધનુશાકારે ગંગરે, શોભા દ સારીરે;
ત્યાં આવેછે સહુ દેવ, સ્નાન કરે ભારીરે. ૫
એશી વરૂણા મધે ગંગરે, સુખ બહુ આપેરે;
કરે સ્નાન જઈને ત્યાંય, દુઃખને કાપેરે. ૬
સુંદરઘાટ અનોપમ સારરે, સ્ફાટકની શીડીરે ;
મહા મુની વસેછે ત્યાંહય, રહીયે ભુજા ભીડીરે. ૭
બ્રાહ્મણ કરેછે ત્યાં સ્નાનરે, પીતાંબર પેહેરીરે;
ચોળે એહા ભભુતી અંગ, ગંગાત્રડ ઘેરીરે. ૮
થાયે વેદ તણા બહુ ઘોષરે, ઇંદ્ર પુરી પોચેરે;
મુની વખાણે કાશીનાથ, સુણી અમર સાચેરે. ૯
સર્વે શીવ દેરાં બહુ સાથેરે, શોભા કહુ તે તણીરે;
કંચન પતરે જડીયાં સાર, શીખર છે લીલમણીરે. ૧૦
કુખે એક સ્વરૂપ છે માતરે, ચાર ભુજા ધારીરે;
પેહેરયાં ચરણા ચોળીસાર, જાવુ બલીહારીરે. ૧૧
વેણી કેશછે ચોટલો સારરે, શોભે મણીયોરે;
કેશ ફુલેલ ઘાલ્યા હાર, મોતીને મણીયોરે. ૧૨
નીલવટ કેસર છે આડરે, ત્રીભુવનીયાં ગોલેરે;
નથવેસરમાં રૂડો રંગ, લીધો છે લાલેરે. ૧૩
કંઠ ઘરેણા પેહેરયાં સારરે, નેપુર ચરણ વિશેરે;
ધારણ કર્યાં છે ગંગ, જટામાં ઈશેરે. ૧૪
બેઉ કુંડળ ઝળુકે કાનરે, શોભે બહુ લેકેરે;
ગુલાબ પુષ્પના હાર, બરાસ અંગ બેહેકેરે. ૧૫

બાંહે બાજુબંધ છે હાથરે, શોભેછે ચુડોરે;
જેણે ગંગાજી પર્શ ન કીધ, તે નર ભવ બુડયોરે. ૧૬
ચરણ ગળામાં છે અણુવટરે, કરે કનક કડાંરે;
સીંહાસન કુંદનના છેહ, તેમાં રતન જડયાંરે. ૧૭
એક ભુજામાં કમળ ફુલરે, બીજે વર આપેરે;
ત્રીજે અમૃત છે કુંભ, ચોથે ભય કાપેરે. ૧૮
મેઘાડંમર શોભે છત્રરે, જહાંન્વી શીર છાજેરે;
ભુમીપર પધારયાં આપ, પતીત જન કાજેરે. ૧૯
મણી કર્ણીકા કરી સ્નાનરે, સપ્તાવન જઈયેરે;
વિશ્વનાથનુ પુજન કરી, ભૈરવ શીધ થઈયેરે. ૨૦
તારકેશ્વર મહાદેવરે, મુક્તીદાન આપેરે;
ભાગીરથી ભવ દુઃખ કાપી, શીર હાથ થાપેરે. ૨૧
શંભુ શદાશીવ ભજતારે, પંચ કોશી જાવુરે;
હરિગુણ ગાતાંને સુણતાં સાથ, એશી સંગમ નાવુરે. ૨૨
જગંનાથ છે મોટો દેવરે, કદમેશ્વર જોયેરે;
કરી સ્નાન સંધ્યાદીક ત્યાંહ, વાસો એક રહિયેરે. ૨૩
બીજે દીવશ ભજતાં શિવરે, ભીમચંડી જયેરે;
કરી સ્નાન સંધ્યાદીક ત્યાંહ, વાસો અક રહીયેરે. ૨૪
ત્રીજે દીન તે ભજતાં શીવરે, રામેશ્વર જોયેરે;
કરી સ્નાન સંધ્યાદિક ત્યાંહ, વાસો એક રહીયેરે. ૨૫
ચોથે દીન તે ભજતાં શીવરે, કપિલાશ્રમ જોયેરે;
વરૂણનું ત્યા કરી સ્નાન, વાસો ત્યા રહીયેરે. ૨૬

પંચમે દીવશ ભજતા શીવરે, જવગણપતી જૈયેરે;
રૂપે જવ ધન વેરતાં જૈયે, વરણામા નાહીયેરે. ૨૭
સંગમેશ્વર ત્રિલોચનરે, પંચ ગંગ માતારે;
જોજે બિંદુ માધવ છે સાથ, અનાથના નાથારે. ૨૮
પુનરપી તે જવ ધન વેરતાંરે, સપ્તાવન જૈયરે;
ચરણ કમળ તે શીશનમી, સુધ પાવન થૈયેરે. ૨૯
માણી કણીકા કરીયે સ્નાનરે, દીન ધન જાણીરે;
બિલી ચંદન અક્ષત પુષ્પે, શીવ પુજે પ્રાણીરે. ૩૦
વિશ્વેસ્વર વૃદ્ધ કાળરે, દક્ષ પ્રજાપતીરે;
અલ્પ મૃત્યુ હરે શીવ ત્યાંહ, લલીતા માતાજીરે. ૩૧
રત્નેશ્વર માણેક છે સાથરે, અષ્ટ ભૈરવ દેવારે;
પાપ ભક્ષ હરે શીવ ત્યાંહ, કૃપા સિંધુ એવારે. ૩૨
મંગળાગવરી છે માતારે, અષ્ટ ભુજા દેવીરે;
વલ્લભ દેવ છે ગોપાળ, ભજી ભક્તી લેવીરે. ૩૩
શેવો સેજ વામ દેવરે, શંકર છે ભ્રેસપતીરે;
મંગળેશ્વર બુધેશ્વર સાથ, શંભુછે નાગપતીરે. ૩૪
હરિચંદ્રના છે દેવરે, વિંધ્યવાસિની માતારે;
સંકટ હરણી માત, સિધેશ્વર દાતારે. ૩૫
માણી કર્ણીકા કરો સ્નાનરે,પશુપતી સુખ કરતારે;
માર્કંડેશ્વર નંદકેશ્વર, તે દુઃખ હરતારે. ૩૬
શાને પુજન કરીયે પ્રીતરે, પરણામ કરવોરે;
મુક્તિ મંડપ શંભુ શીવ, માયા ભય હરવોરે. ૩૭

લક્ષ્મીનારાયણ દેવરે, જે દ્વારે ઉભારે;
મુક્તી પુરી હરિહર રાય, ત્રીશુળને આધારરે. ૩૮
હેવા મુક્તેશ્વર છે દેવરે, ગૌરી ગુણવંતારે;
આનંદ રસ બહુ થાય, કાશીખંડ સુણતારે ૩૯
ડંડ પાણી પુજન કરી જાઓરે, વિશ્વેશ્વર શેવારે;
પંચ ઉપચારે ધરો ધ્યાન, અભેવર લેવારે. ૪૦
કોઈ નાચેને કોઈ ગાયરે, કોઈ તાળી પાડેરે;
નાટારંગ કરી શીવપાસ, લાડ બહુ લાડેરે. ૪૧
જે રણમુક્તેશ્વ દેવરે, નકુળેશ્વર જાવુરે;
કળીકાળ છે સામતા ત્યાંય, સુખીયા થાવુરે. ૪૨
અંત પુરેછે અંનપુરણાયરે, માત ત્યાં પાળેરે;
ધુંડીરાજ મહાદેવ ત્યાય, ત્રીવિધ તાપ ટાળેરે. ૪૩
શાક્ષી વિનાયક નમીરે, પંચ ધુંડી દેવારે;
કોટીલીંગ છે ત્યાં મહાલક્ષ્મી, કેદારની છ શેવારે. ૪૪
દશ સુરજ લોલારકદીકરે, દરશણ કરીયેરે;
વિનાયક આદીક છપન. પ્રણવુ પ્રેમ ધરીયેરે. ૪૫
ત્યાં દ્વાદશ જોતીર્લીંગરે, બેતાળીસ છે વળીરે;
ચતુર સષ્ટમાયોગી સીધ, ધરેછે મન રળીરે. ૪૬
વિશ્વનાથ છે કાશી સીધરે, ઈશ્વરી ગંગીરે;
વેદ વાસ નગરમાં થાય, હરિના સત સંગીરે. ૪૭
કાળ કૃપાળી અષ્ટ લીંગરે, પ્રણામ જે કરવુરે;
આગ્નેશ્વર હટકેશ્વર દાદ, શંભુનુ ધ્યાન ધરવુરે. ૪૮

કરી પંચ પુષ્કરનુ સ્નાનરે, સપ્ત રૂષી જોયેરે;
ચક્ર ગોપીશ્વર આગળ હર, હાજર થૈયેરે. ૪૯
એકાદશ છે મહારૂદ્રરે, પાપ મોચન નાહાવુરે;
ચક્ર પુષ્કર્ણીના સ્નાન, ગદગદ કંઠ થાવુરે. ૫૦
સ્નાનદશા સમેધના પ્રેમરે, સુર ધરી કરીયેરે;
ઢંકેશ્વર મહાદેવ, દશ પ્રાછીત હરીયેરે. ૫૧
જોઈ ઉચ્ચાં મંદીરને માળરે, સોભા બહુ દિસેરે;
દીપદાન વેળા સહુ જાય, ગંગામાં હિસેરે. ૫૨
કરી સપ્ત પુરી પ્રણામરે, હરશ ધરી કરીયેરે;
પ્રદક્ષણા ભાવે સહુ, નગર તણી ફરીયેરે. ૫૩
અંતરગ્રહી અવગાહન માયરે, શીવ સર્વે વશીયારે;
કાશીખંડ જે ગાશે રોજ, હરિજન તે રસીયારે. ૫૪
હેવે પંચ કોસીની વિધરે, પુરણ તો થઇરે;
અમરા મરણ સૌજાય, નરે એમ સહુ લહીરે. ૫૫
બીજી સોળશે યાત્રા ગાયરે, વારાણસી કેરીરે;
તે કીધી છે નરનેનાર, પુનર ભવની ફેરીરે. ૫૬
જે ગાય નરને નારરે, સુણસે સ્નેહ ધરીરે;
ઘુંડી રાજ ગંગામાત, તેડાવો પ્રેમ કરીરે. ૫૭
કાળો ઘેલો થઇને ગાવુરે, ગુણ શંભુ તણારે;
સુરત કરજોને બહુસાર, આધાર છે તમતણારે. ૫૮
હુ માગુછુ એટલુ આપરે, દેજો મુક્તિરે;
ગંગા શંકર કાશીનુ ધ્યાન, દુર્લભ દેજો ભક્તિરે. ૫૯

આશ પુરોને વિશ્વના નાથરે, બાલાજી ગાયેરે;
શીર રેહેજોને ઉસીયા ઈશ, નાગર ગુણ ગાયેરે. ૬૦
કાશી નગ્ર રહ્યુ છે આજરે, શંકરના ત્રિસુળેરે;
શંગ આવે અરાડે વર્ણ, સર્વેને તે પાળેરે. ૬૧
કરે પંચ તીરથી આ ગાદરે, દુઃખ સહુ વાંમેરે;
અંતે કૃપા કરે જગદીશ, કૈલાશ તે પાંમેરે. ૬૨
એના ગુણ ગાયે ગંભીરરે, શેવે છે નિત્યેરે;
મંન વાંસીત ફળ થાય, આરાધે પ્રીત્યેરે. ૬૩
ગૃહ ભુતતો ન રહે કાયરે, ગુણ એના ગાતારે;
સુખી થાયછે દીન રાત, મંગળ સહુ થાતારે. ૬૪
કરજોડી આરાધો ઈશરે, પુજન કરો સારૂરે;
અંતે પામે છે સ્વર્ગ નિવાસ, હેવુ સહુવે ધારચુ રે. ૬૫
રૂડો દીસેછે. મહા માસ સારરે, સુદ્ધ અજવાળીરે;
પુરણ કરૂછુ તે ગુરૂવાર, અષ્ટમી રસાળીરે. ૬૬

---

## माताजीनी तिथियो.

આરાસુરીના દીન રૂડા આવ્યારે,
આ લોકોને ઉમંગે ઝવેરા વાવ્યારે.
પડવે પેહેલી પ્રીત માતશું લાગીરે,
મને મળવા થયો ઉમંગ આતુરતા જાગીરે. ૧
બીજે મન બહુ થાય સુખ તારૂ જોવારે,

મારો પ્રાણ રહ્યો તુજપાસ, સુખ બહુ લેવારે. ૨
ત્રિજે હરખ ના માય, આંખલડી દેખીરે;
તારૂ શરીર શોભેછે આજ, નયણે નીરખીરે. ૩
ચોથે ચંડી માત, ચતુર બહુ શાણીરે;
તુને મોહોયા છે સહુદેવ, વેદે વખાણીરે. ૪
પાંચમે પુજા થાયછે, બહુ સારીરે;
તે દરશણ કરવા જાયે, નરને નારીરે. ૫
છઠે છાની વાત, કોહોને કહિયેરે;
મને કષ્ટ ઘણેરૂ થાય, કયાં સુધી સહીયેરે. ૬
સાતમે સારી વાત, માતની લાગેરે;
મને અંગ ઉમંગ ના માયે, વાજીંત્ર બહુ વાગેરે. ૭
આઠમે અજાઈ મા, રક્ષા કરજોરે;
મારા સર્વે તરેહનાં દુઃખ તમે તો હરજોરે. ૮
નોમે નવ દુર્ગા, આરાસુર ભટકેરે;
તમે આવોની મારે ઘેર, જમવા લટકેરે. ૯
દશમે આણંદ થાયછે, બહુ માડીરે;
પારણાં કરવા સહુ સાથ, આવો દાડીરે. ૧૦
અગીયારશને દીન, દરશણ દ્યોનેરે;
હું શું કહું વારમવાર, કૃપા કરો મુજનેરે. ૧૧
બારશે બહુચર માત, કાળી સારીરે;
મને દરશણ દ્યોની આજ, ઉરમાં ધારીરે. ૧૨
તેરશે તુળજા માત, સાથે ભવાનીરે;

હું કહુંછું એકજ વાર, વાત સુણો છાનીરે. ૧૩
ચૌદશે હવન થાય, આરાસુરમાંરે;
ત્યાં પાયસ ઘી હોમાય, વેદની ધુનમાંરે. ૧૪
અમાસની તો રાત, નાટારંગ થાયછેરે;
ત્યાં ભુગળીયા સૌ સાથ, નાગરો ગાયછેરે. ૧૫
પુરણ માસે આશ, માજી પુરોરે;
મારૂ નથિ ભરાયુ મન, રહ્યોછુ અધુરોરે. ૧૬
પંદર તિથિયો ગાય, ઉમંગ આણીરે;
તેને મળે આરાસુર માત, છોરૂ જાણીરે. ૧૭
વાટ ઘાટમાં સુખીયાં રાખે માડીરે;
તેને કોઈ નવ દે છેહ, આંખલડી તાડીરે. ૧૮
આ પંદર તિથિયો ગાયો, માજી પાસેરે,
આ ગાય બાલાજી દાસ, મા શીર છાજેરે. ૧૯

---

## વાર.

શેવોને સલખણુ પુર રાણી. એ રાગ.

આરાધુ ધોળાધડ વાળી. ટેક.

આદીતવારે આરાસુરરાંણી, શેવકને લ્યો પોતાનો જાંણી;
કરૂણા કરો ઉર દયા આંણી, આરાધુ આ૦ ૧
સોમવારે શિવ શક્તિ સારી, પુજન કરે ભાવે નરનારી,
તમારી મને સ્તુતી લાગે પ્યારીરે, આરાધુ૦ ૨
મંગળવારે મહુંમાયા કહીયે, જેને આરાસુર રહિયે,

અરજી તો મારી અંબામ્યને કહીયે, આરાધું૦ ૩
બુધવારે બાળી બહુચરીયે, જૈને વાસો ત્યાં કરીયે.
માજી સુખ આપી દુઃખ હરીયે, આરાધું૦ ૪
ગુરૂવારે ગાયન બહુ સારૂં, તેતો તેને લાગેછે પ્યારૂં.
નાટારંગ કરવા હું ધારૂં, આરાધું૦ ૫
શુકરવારે સરસ્વતી જોયે, સ્નાન કરી કોટેશ્વર પુજીયે.
આવી આઈ અજાહને નમીયે, આરાધું૦ ૬
શનીવારે બેઠા સહુ રંગમાં, આરાસુર રહ્યાંછે ઉમંગમાં.
શ્રાવણે આવે નાગરો સંગમાં, આરાધું૦ ૭
સાતેવાર ઉમંગે ગાયા, જે માનસરોવર નાહાયા.
માજી તારા ગુણ નાગરે ગાયા. આરાધું૦ ૮
બ્રહ્મા વિષ્નુ શિવે ગુણ ગાયા, દૈતોનાં ગાત્ર સૌ છેદાયાં.
તેથી ગુણ બાલાયે ગાયા, આરાધું૦ ૧૦

રાગ ઉપર પ્રમાણે.

આરાસુરી આણંદી કહાવે, દરશનથી પાપ સહુ જાયે. ટેક.
ધોળાગઢમાં સ્થિતિછે તારી, ધારણા દોછો મન ઉમગકારી;
તમારી મને સ્તુતિ લાગે પ્યારી, આરાસુરી૦ ૧
દરશનથી તો દોશ દુર થાયે, ત્રિવિધના તાપ સહુ જાયે;
બ્રહ્માદીક ગુણ તારા ગાયે, આરાસુરી૦ ૨
કળીયુગમાં મહાત્મ રહેશે તારૂ, બીજુ નામ નવદુર્ગા સારૂ;
તમ શરણે રહેવાં હું ધારૂ, આરાસુરીં૦ ૩

પંચતિર્થી કરે ઉમંગ આણી, ભજે તને માત જેવી જાણી;
તેના તો તમે દુઃખ લ્યોછો તાણી. આરાસુરી૦ ૪
વાવ્યકુંડ સુદ્ધ કરે દેહને, અજાવડી સુખી કરે એને;
ચાચર આવી પાયે પડે તમને, આરાસુરી૦ ૫
સરસ્વતી સ્નાન કર્યું જેને, કોટેશ્વર સાહય થાયે તેને;
પુજન કરી પાયે નમવું એને, આરાસુર૦ ૬
સનમુખ ભૈરવ સુખી રાખે દેહને, આધીન હોય તારા ઉપર
જેને ; આપો છો સુખ મન ગમતુ તેને. આરાસુરી૦ ૭
ગણેશ તારો વામે કષ્ટ કાપે, જે કોઈ એને રૂદયામાં રાખે;
અષ્ટમાસિદ્ધિ નવનિધિ આપે, આરાસુરી૦ ૮
દક્ષણાંગે વેહેરાઈછે સારી, દરશણથી દુઃખ જાયે વારી;
એના જેવી બીજી નથી ન્યારી, આરાસુરી૦ ૯
ચાચરમાં તો રમવાનું પુન્ય મોટું, તેથી ચીત તમ ચરણે
ચોટયું ; બીજું સહુ લાગેછે ખોટું, આરાસુરી૦ ૧૦
ખોડીયાળ ખરી ખપરવાળી, શરણે આવ્યો નજરે જુવો
ન્યાળી ; કષ્ટ સૌ કાપી નાખો બાળી, આરાસુરી૦ ૧૧
ભટજીની મા વાત કરો છાંની, ગબરવાળી બેઠીછે ત્યાંની;
તેને જોઈ આશ રાખુ માંની, આરાસુરી૦ ૧૨
ઉગ્ર પીઠે આપ બીરાજો, પૂરવ મહાકાળી સોહે થાજો;
દક્ષણમાં અષ્ટ ભુજા ધાજો, આરાસુરી૦ ૧૩
બહુચર બાળા તું સાચી, અમર લોકે સર્વે તુને જાચી;
શરણે આવે રાખેછે રાજી, આરાસુરી૦ ૧૪

શ્રાવણવદી ચૌદશે આવે. સંગ સહુ નાગરો લાવે;
હવન માનો સનમુખ ત્યાં થાયે, આરાસુરી૦ ૧૫
કોટીરે કષ્ટ કરૂણા કરી કાપ્યાં, અભેદાન ભકતોને આપ્યાં,
વાટે ઘાટે સુખીયા સૌ રાખ્યાં, આરાસુરી૦ ૧૬
તારા નામનો ભરૂસો આખો, શેવકના કષ્ટ કાપી નાંખો;
મુખે માગુ દાસ કરી રાખો, આરાસુરી૦ ૧૭
મારકંડે મહાત્મ કહ્યું તારૂં, જાણી મન સ્થીર થયું મારૂં.
તેથી ચીત સહુકોનું તેં તાર્યું. આરાસુરી૦ ૧૮
અમર આદ્યે સ્તુતી કરે તહારી, શુંભ નીશુંભ આદ્યે ના-
ખ્યા મારી. અમર સૌ લીધાછે ઉગારી, આરાસુરી૦ ૧૯
શેવક વદે બાલાજી વાણી. કૃપા કરો પોતાનો જાણી;
નાગરોને રાખો દયા આણી. આરાસુરી૦ ૨૦

——૦૦૦——

## ગરબી.

કાંમણ દીસે છે અલબેલા તારી આંખમાંરે. એ રાગ.
હુ આરાધુ કરજોડી શ્રી ત્રિપુરેશ્વરીરે. લલિતા શીરધરીરે.ટેક.
વેદ વિરંચી પાર ના પામ્યા, શિવ દેખીને આણંદ પામ્યા.
વિધાત્રિયો આવી ઉભી ત્યાં ખરીરે. હુ આરાધુ ક૦૧
શ્વેતાગિરીમા વાસ તમરો, શક્રાદીના દુઃખ નિવારો;
ભંડાસુરને માર્યો છે ત્રિસુલે કરીરે, હુ આરાધુ ક૦૨
ચંડી રૂપ થઇને બેઠાં, રાજા વૈશના તનમાં પેઠાં;

માર્કુંડ મુનીએ આરાધી ખરીરે, હુ આરાધુ ક૦૩
આરાસુરમાં આપ બિરાજો, સહુ સેવકના મનમાં છાજો;
જોગણીયો સૌ ગરબા ગાયે,આવ્યા છે ત્યાં શ્રીહરીરે. હુ૦૪
પાવાધડમાં પોતે બેઠાં, કાળી સ્વરૂપે સહુયે દીઠાં;
ચંબુ રાજાની વહારે તુ ચડી ખરીરે. હુ આરાધુ ક૦૫
અષ્ટ ભુજા આઈ રક્ષ કરોછો, શરણાંગતને સુખ કરોછો;
દક્ષણમાં સિંહાસનપર બેઠી સુંદરીરે, હુ આરાધુ ક૦૬
બાળારૂપે ચુવાળ શોભે, દરશણ કરવા મનડુ લોભે:
સલખનપુરમાં રહી વલ્લભ શીર બહુચરીરે. હુ આરાધુ૦૭
ચાર દીશાયે આપ બીરાજો, છે અપરાધી શેવક ધાજો,
ત્રેણ લોકનો તાપ સમાવી સુખી કરે છે ઇશ્વરીરે. હુ૦ ૮
સમુદ્રમાંથી વિખજ કાહાડ્યું, અસુરનું મન જુદુ પાડ્યું,
પાયુ વિખ ગૃહી અસુરને મોહિની ધરીરે. હુ આ૦ ૯
ચંડમુંડને નાખ્યા ચોળી, રકતબીજને નાખ્યા રોળી;
શુંભ નીશુંભને માર્યા સહસ્ત્ર આયુધ ધરીરે. હુ આ૦ ૧૦
મહિષાસુરનું શીર ઉડાવ્યુ, ધુમ્રલોચનનુ અંગ રખડાવ્યું,
મૃત્યુલોકમાં આવી તે સહુયે શીર ધરીરે. હુ આ૦ ૧૧
સતયુગ દ્વાપર ત્રેહતા યુગમાં, કળજુગમાં રહ્યાંછો રંગમાં,
ભુમી પર મા રહીને આરાધુ હુ જુગદેશ્વરીરે. હુ આ ૧૨
નવ દુર્ગાનુ નામજ પ્યારૂ, જોગ જોગેશ્વરે ધ્યાનમાં ધાર્યું,
નવરાત્રીનુ પુજન ચારે માસે કરીરે. હુ આ૦ ૧૩
અશાડ આસો મહા ચૈતરમા, અંકુરા રોપેછે ઘરમાં,

કુંકુમ અક્ષત થાળ ધરી આરતી કરીરે. હુ આ૦ ૧૪
આસો માસની પુજા સારી, દેવો સર્વે રેહે નિહારી,
નવે નવેલી આવે ગાયે તે ફરીરે. હુ આ૦ ૧૫
આરાસુરમાં રંગ રમાડો, આવેછે સહુ નાગર ગાડો;
આવેછે સૌ જાત માનુનીયો ધરીરે. હુ આરાધુ ક૦૧૬
શ્રાવણ માસ તો રૂડો આવે, નાગરી નાતો સંગજ લાવે;
વરસ દીનમાં આવે માનો નીમ ધરીરે. હુ આ૦ ક૦૧૭
સીંહાસન તો રૂડુ દીસે, જોતા મારૂ મનડુ હીંસે;
દરશણ ધોની સનમુખ રહી આઈ ઈશ્વરીરે. હુ આ૦૧૮
શિર કંચનનુ છત્રજ છાજે, કપોળ મધે આડ બીરાજે;
કાને કુંડળ નાકે વાળી કંઠે માળા છાજતીરે. હુ૦૧૯
શાડી કસબી અંગપર પ્યારી,કંચન સાણગાર દીસેછે ભારી;
કલ્લાં કાંબી અણવટ વિછુવા પાયે ધરીરે. હુ૦૨૦
કર વિંટી કંકણ ચુડી શોભે, જોઈ મુનીવરનુ મન લોભે;
વાઘ ચડી વન ફરતી આવે ઈશ્વરીરે. હુ આ૦૨૧
નુ પાદુકા પુજન કરાવે, અંગ પુજા કોઈથી નવ થાવે;
સીંહાસનપર દીસે નેત્ર અમૃત ઝરીરે. હુ આ૦૨૨
ચાચર માજીનુ રૂડુ છાજે, વામાંગે ગણપતી બીરાજે;
સામા શંકર બેઠા છે ધ્યાને ધરીરે. હુ આરાધુ ક૦૨૩
માન સરોવર શોભા સારી, આસપાસ શંકરની પથારી;
સ્નાન કરીને જાયે અજાઈ છે ખરીરે. હુ આ૦૨૪
સરસ્વતીનુ સ્નાનજ કરીયે, જળ લઈ કોટેશ્વરને નમીયે;

પુજન કરીને આવે અંબા ઈશ્વરીરે. હુ આ૦૨૫
હેવી માત ભવાની સાચી, સહુ શેવો એ મનમાં રાજી;
ગાંડો ઘેલો થઈને ગાશે ઈશ્વરીરે. હુ આ૦ ૨૬
ખોડીયાળ માજી દ્વારજ રાખી,શીશ નમાવી કરીયે ઝાંખી;
વાટ ઘાટમાં સુખી રાખે તે ખરીરે. હુ૦૨૭
ગબ્બર જાયે ભાવ કરીને, ભૈરવ જાયે અરજ કરીને;
ગઢામાં બેઠી ગાજે ત્રિપુરેશ્વરીરે. હુ આ૦૨૮
જાયે નર નારી ભાવ ધરીને,મન વાંછીત ફળ આશ કરીને;
આરાધે સહુ અઘોરીયો ત્યાં તપ કરીરે. હુ આ૦૨૯
ચોસઠ જોગણી માની પાસે, કરજોડીને રેહેછે આશે;
સનમુખ ઉભી ચાચર રમેછે મન ધરીરે. હુ આરાધુ૦૩૦
વિમળશીને રાજ કરાવ્યુ, ગુરૂ પ્રતાપે નામ ધરાવ્યુ,
આપ દઈને આબુઘડ પર સંચરીરે. હુ આ૦ ૩૧
રાજપાટ સહુ સોસી લીધું, વર આપીને કારજ સીધુ,
રાખી આરાસુરમાં નીશાની કરીરે. હુ આ૦ ૩૨
રોમે રોમે તુ ઘટ વ્યાપી, દેશ દેશ મા તુજને થાપી,
અકળકળા તારી કોઈ નવ જાણે ખરીરે. હુ આ૦ ૩૩
પુજન કરે નરનારી ઉમંગે, અખંડ રેહેછે મા નીત્ય સંગે,
વારણા લઈને ઉમંગે આરતીયો કરીરે. હુ આ૦ ૩૪
હવન ત્યાંતો રૂડો થાયે, ચીર ચુદડી શ્રીફળ હોમાયે,
તે આગળ ગાય માનુની ઉમંગ ધરીરે. હુ આ૦ ૩૫
જે જે આરાસુરની રાણી, લે આવ્યાં સોળ સહસ્ત્ર પટરાણી,

દુનીયમાં રક્ષણ કરવા રાખી સતીરે. હુ આ૦ ૩૬
સંવત ઓગણીસે પાતરીસામાં, સુદ એકાદશી પ્રાતુસકાળમાં
આદીતવારે અરજ કરી ઉમંગ ધરીરે હુ આ૦ ૩૭
અરજ કરૂછુ હું કર જોડી, આશાપુરોને માવડી મોરી,
ગાંડો ઘેલો થઈ નમુ બાળા ત્રિપુરેશ્વરીરે. હુ આ૦ ૩૮
અક્ષરભેદ કાંઈયે ના જાણુ, રસ્વ દીર્ગપણુ એમજ પ્રમાણુ,
ભુલ્યો ચુક્યો ક્ષમા કરો આઈ ઇશ્વિરીરે. હુ આ૦ ૩૯
શીર રહોને શાણાં થઇને, ચાચર રૂધ ગાય જેને,
ગુણ બાલાયે ગાયાછે શીર શ્રી ત્રિપુરશ્વરીરે. હુ આ૦ ૪૦

---

# હોરી.

ચાચર ખેલે હોરી, બેઠી શીર અંબા મોરી. ચાચ૦
યોગણીયો સબ ધાઈ આયે, આય બહુચર મોરી. મૈયા આ.
આયોહિ ફાગન ધુમ મચાઈ, કેસર ગાગર ધોરી;
લીયે સબ અંગપર ધોરી, ચાચર ખેલે હોરી; ૧

આઈ હિકાલી રંગ સબ લાલી, સાથ ભવાની મોરી. મૈયાસાથ.
આયે સિંહાસનપર બેઠી મૈયા, આશ ધરે સબ તોરી;
હાથ ગુલાલકી ઝોરી. ચાચર ખેલે હોરી. ૨

આયે તુલજા અષ્ટભુજાઈ, નેત્રે અમૃત ઝરોરી. દેખો મૈયાનેત્રે.
આયે દુષ્ટ સભામે તારે, આયે બેઠી હે મૈયા મોરી,
અરજ સબ કરે મન ગોરી. ચાચર ખેલે હોરી. ૩

શીર કંચનકી ગાગરભારી,રંગહી બોહોત ભરોરી.મૈયારંગ.
હાથ લીયે સબ પીચકારી મૈયા, એક એકપે દોરી;
જુવે સબ દેવ મન હોરી. ચાચર ખેલે હોરી. ૪
વેદ વિરંચી ધ્યાન ધરે કે, મોહે સારી હર હોરી; મૈયાકું.
ચરન કમળપર છાજત પોતે, ભીજાઈ સારી અગોરી;
મોહોપે સબ ડારે જોરી. ચાચર ખેલે હોરી.૫
રંગરંગીલી સબઅંગભીજી,સારીચુંદડીયા ભીજોરી;દેખોસબ.
અણવટ વિછુવા પાયે ગુગરીયાં, નાચે નૌતમ જોરી;
આંખભર અમૃત ઝરોરી. ચાચ. ૬
હોરીકિદીન આનંદ પાયો, દરશન દ્યો માતા મોરી;મૈયાદ.
આ સબ ખેલ મચ્યો ચાચરમાં,ચરણુ ધરૂ શીશ તોરી;
કરૂણા કરો માતા મોરી. ચાચ. ૭
સિંહાસનપર આપ બીરાજો,સ્નાન કરી સબ જોરી;મેયારના.
પુજન કાજ સબ ધાઈ આવે, પાર ન પાવે કોઈ;
રહ્યા સબ મોહી મોહી. ચાચ.૮
ગુણ ગાયે ઉમંગ નરનારી,ધ્યાન ધરે કરજોરી; મૈયાકું.
સનમુખ આઈ ગરબા ગાવે, સત્ય રહે આશ તોરી;
બાલા શીર રહો માત મોરી. ચાચ. ૯

## હોરી.

શામરે મત મારો પિચકારી એ રાગ.

નારાયણી હોરી ખેલન આઈ ટેક.

ફાગન આયો મૈયાં મોરી,ચાચર ધુમ મચાઈ દેખો મૈયાચા.
સબ સખીયન મીલ સાથ બેઠે, સબ પટરાણી આઈ.
અંબા સાથ દુર્ગા પાઈ. નારાયણી૦ ૧

કાળી બાળા ત્રિપુરા બહુચરી, વેહેરાઈ પીતાંબરી આઈ
દેખો મૈયા વેહ૦
ઇંદ્રાણી અનપુરણા આકે બેઠી, જ્વાળામુખી દેખ પાઈ.
કેસર રંગ ગાગર લાઈ, નારાયણી૦ ૨

તારા આશાપુરી તુલજાભવાની, બ્રહ્માણી રૂદ્રાણી આઈ.
દેખો મૈયા બ્ર૦
એક એકપે દોરી આયે, હાથ લીની પીચકારી,
એસી સબ ધુમ મચાઈ. નારાયણી૦ ૩

ચંડી ચામુંડા રંનાદે દેખી, આઈ લલીતા માઈ.
દેખો મૈયા આ૦
ત્રિપુર સુંદરી મનમે પાવત, સરસ્વતી સાથ બોલાઈ.
આઈ સબ ચાચર માંઈ. નારાયણી૦ ૪

પાન ભરી પીચકારી મોસે, એક હાથ જોરા લાઇ;
દેખો મૈયા એક૦
અબીલ ગુલાલ ઉડાવત અંગપે, જોગણીયોકુ બોલાઇ;
આઈ ખોડીયાલ અજાઈ. નારાયણી૦ ૫

બ્રહ્માવેદ પેઠતોરે આગે, કાનડ બેન બજાઈ;
દેખો સબ કાન૦
નારદ ગાન કરે તોરે આગે, શંકર ધ્યાન ધરાઈ;

યોગણી સબ ધાઈ આઈ. નારાયણી૦ ૬
નવ દુર્ગાહે મનમે પ્યારી, વિનતી કરૂ ઉર લાઈ.
હાંરે મૈયા વિ૦
શીહાસનપર જાકે બેઠી, ખડી રહી સબ માઈ;
આગ્નાદી સબકુ પળાઈ. નારાયણી૦ ૭
એ સબ રંગ રચ્યો ચાચરમે, ઉદો ઉદો મન પાઈ;
કહો સહુ ઉ૦
આશ રખો સબ નરનારી મનમે,શિવ શક્તિ પિતા માઈ;
રહો શીર ઉર મેલાઈ. નારાયણી૦ ૮
સતયુગ દ્વાપર ત્રેતાયુગમાં, દેવોકુ દુઃખ પળાઈ;
જુવો સહુ દે૦
ઉનકાં દુઃખ નીવારણ કરકે, દુષ્ટ અસુરકુ મારાઈ;
આગના લેકે કલયુગમે આઈ. નારાયણી૦ ૯
આ સબ મૈયા હરનીશ ગાવુ, એક દીન ચાચર જાઈ;
જુવો સબ એ૦
શ્વેતા ગીરીમે આપ બીરાજે, મૃત્યુ લોકમે પાઈ;
નાગરે સબ મનમે ગાઈ. નારાયણી૦ ૧૦
એશી મૈયા ચારો દીશામે, રક્ષા કરે બેઠાઈ;
દેખો સબ રક્ષા૦
ભુમીપર સબ પ્રાણીહિ શેવો, આદ્ય અનાદહે માઈ;
સબ રહો બાળા શીર આઈ. નારાયણી૦ ૧૧

---

# ગરબી.

## આવો હરિ શિવશંકર ભોળા. એ રાગ.

શેવોને હાટકેશ્વર દેવા, અડધાંગે ઉમીયાજી હેવાં. ટેક.
વૃદ્ધનગરમાં વાસ સારો, તેતો જોવા આવુ હું પ્યારો;
બેઠા છે નગરથી ન્યારો, શેવોને હા૦ ૧
લીંગ રૂપે આપ બીરાજોછો, નગર સહુ શરણે રાખોછો;
શેવકોની ઉમંગ પુરોછો. શેવોને૦ ૨
ભભુતી અંગ દીસે સારી, વિજીયા પાન કેરા ભારી;
તમારી મને સ્તુતી લાગે પ્યારી. શેવોને૦ ૩
સ્વરૂપ જોઈ હઈયે હું હરખુ, બીજુ નથી કોઈ તમ સરખુ;
મંદીરતો દેવોયે પરખ્યુ. શેવોને૦ ૪
આસને મૃગ બેઠાછો રંગી, ભુચર ને ખેચરે એ સંગી;
નંદી સાથે પીયેછે ભંગી. શેવોને૦ ૫
રૂડુ ગામ અમદાવાદ કહાવે, તેતો સૌને મન ગમતુ ભાવે;
તે મધ્યે રૂડા હાટકેશ્વર કહાવે. શેવોને૦ ૬
નાગરી નાત વસેછે રૂડી, તેમાંતો નવલાલની જુડી;
તેતો શોભા દેછે ત્યાં રૂડી. શેવોને૦ ૭
શ્રાવણ માસે પુજન ઉડુ થાય, શોભા તેની કહી નવ જાયે;
નાગરોના અભીશેક થાયે. શેવોને૦ ૮
શાયંકાળે મહા પુજન થાયે, તેતો વર્ણવી નવ જાયે;
નરનારી સૌ દરશણ આવે જાય. શેવોને૦ ૯

પુજન સમે હાંડી જુમર ઝળકે,ગાન તાંન ઘંટા ઝાંઝર ખળકે;
હેવી શોભા થાવે નિત્ય લટકે. શેવોને૦ ૧૦
શિવ શક્તિ પુજન સમે ગાયે, તેને શ્રી હાટકેશ્વર સાહે;
ઉમંગે બાલાજી ગુણ ગાયે. શેવોને. ૧૧

ઉપર પ્રમાણે.

આરાધુ હાટકેશ્વર સ્વામી, પુજન કાજ સામગ્રી જામી.ટેક.
સ્નાન કરી વિભુતી અંગે ધરીયે,આવાહન મહાદેવનુ કરીયે;
શંકર તારૂ ધ્યાંન હૃદે ધરીયે. આ૦ ૧
પાદ્ય અર્ધ સ્નાન કરે નિત્યે, પંચામૃત સ્નાન કરે રિત્યે;
પછી શુદ્ધ સ્નાન કેરા પ્રિત્યે. આ૦ ૨
ગંધાક્ષત પુષ્પ બિલી લૈને, અરપીયે શકરને જૈને;
આરાધીયે આસને રહિને. આ૦ ૩
ધુપદીપ કેરા સૌ ઉમંગે, બેઠાંછે ઉમિયાજી સંગે;
અરચે બહુ અબીલ ગુલાલ રંગે. આ૦ ૪
નૈવદ કરી અરપ્યુછે પાણી, રૂદયામાં આશ ઘણી આંણી;
મારા દુઃખ લ્યોને સૌ તાંણી. આ૦ ૫
પુગી ફળ તાંબુળ બહુ ભોગી, નંદી ભંગી સાથેછે રંગી;
પીયે બહુ આક ધતુર ભંગી. આ૦ ૬
આરતિ સનમુખ રહિ કરીયે, ગધાક્ષત પુષ્પ બીલી લૈયે;
અર્પિ શિવ ધ્યાનમાં ધરીયે. આ૦ ૭
પંચાક્ષર બ્રહ્માયે આરાધે, હરિ ઇંદ્ર નારદ જોગ સાધે;

પંનગ સહુ લીધાછે બાંધે. આ૦ ૮
શોભા સર્વે કૈલાશની સારી, દીસે ઉમિયા ગંગા બેનારી;
ત્રીજી જે ભીલડી રૂદે ધારી. આ૦ ૯
પુજન કરી પ્રેમે પાયે લાગુ, ગાંડો ઘેલો હુ આશા માગુ;
એભેવર આપો હુ જાગુ. આ૦ ૧૦
પ્રેમે પુજન કરે શ્રાવણ માસે, ઉમંગ ધરી નરનાર જે ગાશે;
આરાધો કષ્ટ સહુ જાશે. આ૦ ૧૧
ગુણ સૌ નાગરો ગાજે. બીજી ઈષ્ટ અંબાજી ધાજે;
બાલાના શીર ઉપર છાજે. આ૦ ૧૨

## પંદર તીથીયોનો રાગ.

પડવાની પેહેલી પ્રીત ગતમત ભુલીરે. એ રાગ.

શ્રીહાટકેશ્વરનાં દીન રૂડા આવ્યારે,
પુજન કરવા સૌ સાથ પુજાપો લાવ્યારે. ૧
પ્રથમ શ્રાવણ માસ ઉમંગ સારોરે,
શ્રીહાટકેશ્વર મહારાજ દીન ગુજારોરે. ૨
પડવાથી ઈશ્વરનુ પુજન થાયછેરે,
તે માસ એકનો નીમ ઉમંગ જાયછેરે. ૩
બ્રહ્માદી ઇંદ્રાદી અસુરો પુજેરે,
તે પાર ન પામે લેશ કાંઇ નવ સુજેરે. ૪
ઈશ્વરનુ તો ધ્યાન રૂદેમાં ધારોરે,
હુ કહુછુ એકજવાર મંન વિચારોરે. ૫

હાટકેશ્વર છે ઈષ્ટ પુરા માથેરે.
આ નાગરની સૌ નાત રાખો સાથેરે. ૬
આરાધો અંબાવ્ય એછે મોટીરે,
તન મનમાં ધારો આશ એ નથી ખોટીરે. ૭
અમદાવાદ મધે આપ રૂડા છાજોરે,
તમ દેખી મનડુ મોહ્યુ શીરપર ગાજોરે. ૮
રાયપર ચકલે મુકામ શોભાછે સારીરે,
પુજન કરવા સો આવે નરને નારીરે. ૯
ઉમંગે આરાધન થાય વેદની ધુંનેરે,
ત્યાં નાટારંગ બહુ થાય આર્તીસે ધુમેરે. ૧૦
મહાપુજનની શોભા સાયંકાળેરે,
તે સમેયે નવલાલ રૂદ્રાક્ષો ધાલેરે. ૧૧
વિભુતી અંગે શોભે સૌને સારોરે,
શ્રી હાટકેશ્વર સાથેછે ઉમીયા ગૌરીરે. ૧૨
શીવ શક્તિની શોભા સૌથી ન્યારીરે,
તે ત્રેણુ લોકમાં ન થાય એ બલીહારીરે. ૧૩
ગાંન તાંન સર્વે થાયે પુજન સાથેરે,
ત્યાં રૂષ્નૈયો બહુ થાય મન બહુ લોભેરે. ૧૪
ઈશ્વરની ઈચ્છા થકી હુ ગાવુરે,
પુજન દરશન કરેથી સુખીયો થાઉરે. ૧૫
આ ગાંન તાંન ઉમંગે સૌકો ગાશેરે,

તેને હાટકેશ્વર મહાદેવ સાધ્યતા થાશેરે. ૧૬
નાગરી નાતમાં પુન્ય હાટકેશ્વરનુરે,
તે સુખી રાખે દીન રાત પાર્વતી મનનુરે. ૧૭
શ્રી હાટકેશ્વરના લીંગની પુજા સારીરે,
એ વખાણી સર્વે દેવે દુષ્ટને મારીરે. ૧૮
વર આપ્યોછે ઇશે નાગરી નાતેરે,
તે સુખી રહે દીન રાત પોતાની જાતેરે. ૧૯
શ્રી હાટકેશ્વરનુ નામ પ્રાતુશ કાળેરે,
જે રાખે રૂદીયા સાથ પાપ સહુ બાળેરે, ૨૦
બાલાજીને શીર રહો દયા આણીરે,
કરજોડી કરે વિનંતિ ઉરમાં આંણીરે. ૨૧

---

## ગરબી.

કાંમણ દીસે છે અલબેલા તારી આંખમાંરે. એ રાગ.
હુ આરાધુ હાટકેશ્વર સાથે ઇશ્વરીરે,જટા અંગ ધરીરે. ટેક.
મન હસીને હુ તમ જાચુ, જોતા મુખડુ રૂડુ રાચુ;
અમુલ્ય દરશણુ દ્યોની આઇ ઇશ્વરીરે. હુ આરાધુ૦ ૧
રાજ નગરમાં નામ તમારૂ, હાટકેશ્વર શુભ નામજ પ્યારૂ;
સનમુખ અંબાજી બીરાજે ત્યાં ખરીરે. હુ આરાધુ૦ ૨
ગ્નાતી વડનગરાની જાંણી, સહુથી ઉત્તમ છે પણ શાંણી;
શ્રાવણ માસે પુજન કરે ઉમંગ ધરીરે. હુ આરાધુ૦ ૩

ગાયપુર મધે આપ બીરાજો, સૌ શેવકને મસ્તક છાજો;
સર્વે સંકટ કાપે અંબા ઇશ્વરીરે. હુ આરાધું૦ ૪
ભાળા શંભુ ભવ દુઃખ કાપો, પુજન કરવા ઉમંગ આપો;
અંગે વિભુતી ધારેછે સઉયે ખરીરે. હુ આરાધું૦ ૫
પુજન કરવા નરનારી આવે, ગંધાક્ષત પુષ્પ બીલી લાવે;
ધુપદીપ નૈવેદ તે સાથે ધરીરે. હુ આરાધું૦ ૬
બાલાજી તો શેવક તારો, શીર રહીને પાર ઉતારો;
શિવ શક્તિ આરાધેછે અંતર ધરીરે. હુ આરાધું૦ ૭

## ઉપર પ્રમાણે.

રૂડા દીસોછો હાટકેશ્વર મંદીર આવતારે,
અંબા ધારતારે. ટેક.
વૃદ્ધ નગરમાં વાસ તમારો, ઉગ્ર પીઠ પ્રતક્ષ છે પારો;
દરશન આવે તે સૌનુ મન લલચાવતારે. રૂડા દી૦ ૧
નાગરી નાતનો વાસ નગરમાં, બ્રાહ્મણો આવે મંદીરમાં;
દુઃખ વાંમે સુખ આપો શીરપર છાજતારે. રૂડા૦ ૨
પુજન કરે નરનાર ઉમંગે, બેઠાંછે ઉમીયાં અરધંગે;
વામાંગે ગણ શોભે તે મન ભાવતારે. રૂડા દી૦ ૩
વ્યાઘ્રચર્મ દઢ આસન બેઠા, જે કૈલાશ ગફામાં પેઠા;
કરમાં શુલ ધરી મૃગચર્મ ધરાવતારે. રૂડા૦ ૪
આસન બેસી ધ્યાંન ધરેછે, શેવકના શુભકારજ કરેછે;
અંગે ભસ્મ ધરાવી મન લલચાવતારે. રૂડા૦ ૫

કપોળે ચંદ્ર સારો શોભે, ભ્રગુટી સીંદુરથી મન લોભે:
નેત્ર નિહાળી મન વ્યાકુળ કરાવતારે. રૂડા૦ ૬
સોહં નામ તમારૂ દીસે, આરાધન કરવા મન હીસે;
સંસારથી મુક્ત કરી આપ થાઓ સતારે. રૂડા૦ ૭
હરિ બ્રહ્મા સૌ ધ્યાન ધરેછે, નારદ ગાંધ્રવ ગાન કરેછે;
અપછરાના નૃત મન લલચાવતારે. રૂડા૦ ૮
આક ધતુરા પીયે બહુ ભંગા, ભુચર ખેચર નાચે ચંગા;
નંદી વાહન થઈને તાપ સમાવતારે, રૂડા૦ ૯
પુજન કરીને પાયે લાગુ, કરજોડીને આજ્ઞા માગુ;
ગાવેછે નરનાર સુણીને બાલોન શિર છાજતારે. રૂડા૦૧૦

---

## ગરબો.

ધનુશ ધારીને ધ્યાને ધરોજો એ રાગ.

શ્રીહાટકેશ્વર ધ્યાને ધરોજો, જેનો પાર ન પામે ઇંદ્રજો,
શેષ હરિ પ્રજાપતીજો, ધ્યાન ધરે સહુ મુન્યજો. શ્રી૦ ટેક.
સતયુગ દ્વાપરને વિશેજો, તે મંધ હુતા તતખેવજો:
પણ ત્રેતા કળજુગમાં આવિયાજો,તેથી ધ્યાને મનુશને ધરાયજો:
શ્રી હા૦ ૧
આદ્ય સ્થાન વૃદ્ધ નગરમાંજો, દેશોદેશમાં છે પ્રખ્યાતજો;
ઇષ્ટ અંબાજીછે ખરાંજો, તે સુણેછે છાંની વાતજો. શ્રી૦ ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળમાંજો, શેવકને કરવા સાહજો;

મૃત્યુ તે લોકમાં આવિયાજો, દેવની કરીને સાહજો. શ્રી૦ ૩
કૈલાશવાસીછો ખરાજો, જટામાં ગંગાબાઈજો;
પારવતીછે અંગમાંજો, તે હાટકેશ્વર ગોસાંઈજો. શ્રી૦ ૪
નાગરી નાત ઉતમ કરીજો, તેનો વડનગરમાં વાસજો;
ઉજવળતા આપી ઈંદ્રેયજો, વર આપી ગયા સૌ દેવજો. શ્રી૦ ૫
દેશોદેશમાં પ્રગટ થયાજો, ઈષ્ટ હાટકેશ્વર આપજો;
તેના તે પુજા ઉમંગથીજો, કરેછે સૌ નાગર આપજો. શ્રી૦ ૬
રૂડુ અમદાવાદ ગામ છે જો, તેમાં રાજપુર નામે સારજો;
રૂડુ હાટકેશ્વર ધામછેજો, તે જોવાને મન સહુ પ્યારજો. શ્રી૦ ૭
પ્રથમ મંદીર પેસતાંજો, કરે ઘંટાનો નાદજો;
ડાબા તે ગણપતી પુજતાંજો, તે સામા વીર હનુમાનજો. શ્રી૦ ૮
ત્યાંથી નંદી સામો આડયોજો. પછી દ્વાર પુજન ત્યાં થાયજો:
સામા અંબીકા છાજતાંજો,તેની બાજુયે પાર્વતી માયજો. શ્રી૦૯
મધ્યે તે શ્રી હાટકેશ્વરાજો, પુજન કરેછે નાગરી નાતજો.
દ્વીજ જન સૌ પાયે પડેજો, ત્યાં નાટારંગ બહુ થાયજો. શ્રી૦ ૧૦
અખંડ દીવો બળે ઘી તણોજો, તેની જોત કળી નવ જાયજો:
પુજન કરી પાયે નમેજો, તેમાં નિત્ય ઘૃત પુરાયજો શ્રી૦ ૧૧
રૂડો શ્રાવણમાસ આવીયોજો, તેની શોભા કરે નવલાલજો;
નામ પ્રગટ કરૂ તેહનાજો, સૌ જાણે જે છે નવલાલજો. શ્રી૦ ૧૨
ત્રિકમજીને મણીલાલછેજો, તેનો ભાઈ હરીલાલ જાણજો;
પછી ડાહ્યાભાઈછે ખરાજો, તેપણ તેમાં કેહેવા જાણજો. શ્રી૦૧૩
નરબદાશંકર સાથછેજો, કરપારામને ચુનીલાલજો;

ઇશ્વરજીને અમરજી જો, વડા રહી ગયા મોતીલાલજો. શ્રી૦૧૪
સંતોકદેવ ગુજરી ગયોજો, પછી ગયો ચુનીલાલ સાથજો;
દુઃખ ઉર આવ્યુ અતી ઘણુંજો,તેથી થયાછે સૌ ઉદાશજો.શ્રી૦૧૫
આ નવલાલે શોભા કરીજો, તેમાં રણછોડરાય રહી જાયજો;
મોતીલાલ દલપતરામ છે જો, નમો હટકેશ્વર સૌ પાયજો. શ્રી૦૧૬
ત્યાં નાટારંગ બહુ થાયછેજો, ભેર બુગળો ડમરૂ સાથજો;
અબીલ ગુલાલ ઉડે ઘણુંજો, તેની શોભા કર્ણી ન શકાયજો.
શ્રી હા૦ ૧૭
આરતીની વેળા થઈજો, ત્યાં વેદની ધુંન બહુ થાયજો;
વાજંત્ર વિધ વિધ વાજતાંજો, ઢોલ ઝાઝર ને ઘંટાયજો. શ્રી૦૧૮
આરતી ઉતારી મહાદેવનીજો, બોલી પુષ્પ લઇને હાથજો;
વેદની ધુન્ય ત્યાં અતી ઘણીજો, વધાવે શંકર પાસજો. શ્રી૦ ૧૯
મંદીર બહાર તે આવીયેજો, બેઠાં ઈષ્ટદેવી મહંમાયજો;
કાળી અંબીકાછે ખરીજો, તેતો ધરમશાળા કેહેવાયજો. શ્રી૦૨૦
તે મંદીર જોડે રઘુનાથજીજો., દરશાન કરે નરનારજો;
આશાપુરછે તે તણીજો, તેનો કોઈ ન પામે પારજો. શ્રી૦ ૨૧
રાધાવલ્લભ સામા વસેજો, તેવુ સ્વરૂપછે બાળે વેશજો,
સાથ રાધાજીછે ખરાંજો, તેની આશ પુરેછે પાસજો. શ્રી૦ ૨૨
તે સામી માતાજીની પોળછેજો, તેમાં તે અંબાજી આપજો;
અસલછે આઈ ઇશ્વરીજો, ભાયરાંમાં તે દરશાન થાયજો. શ્રી૦૨૩
પછી સાંકડી શેરીછે ખરીજો, તે મધે નાગરનો વાસજો;
આશાપુરીછે જાગતીજો, તેનો આશાસુરથીછે વાસજો. શ્રી૦ ૨૪

વાવ્યમાંથી આવી ખરીજો, લાવ્યા નાગર છોટાભાઇજો;
સ્થાપનતો તેણે કર્યુંજો, સહુ રહેછે એને સાહિજો. શ્રી૦૨૫
માહાદેવની શોભા નવેલાલનીજો, જાતે નાગરી નાત કેહેવાયજો;
તેનીઆશાપુરેછે ઇશ્વરીજો, ઉમંગથી સહુજન ગાયજો. શ્રી૦૨૬
નરનારી ઉમંગથીજો, દરશન કરવાને જાયજો;
આશ પુરે હટકેશ્વરાજો, દુઃખ દારીદ્ર જાય કાયજો. શ્રી૦ ૨૭
હવે ગરબો પુરણ થાયછેજો, આપો અષ્ટમા સિદ્ધ નવ નિધજો;
ભોળે ભાવેથી વર્ણવુજો, કૃપા કરો જુગદેશ્વર સિદ્ધજો. શ્રી૦૨૮
ધ્યાન ધરૂ નિત્યે ખરૂંજો, આશ પુરો હટકેશ્વર ઇશજો.
ઇશના ઇશ મહાદેવજીજો, મારા ઉપર આણોના રીસજો.શ્રી૦૨૯
અક્ષર ભેદ જાણુ નહીંજો, કાલો ઘેલો થઇને લહુજો;
ક્ષમા કરો નાગરી નાતનેજો, કર જોડીને હુ ગાઉજો. શ્રી૦૩૦
જાતે નાગર બ્રાહ્મણછુજો, મુકામ અમદાવાદ ગામજો;
ભ્રાતછુ ત્રીકમજી તણોજો, ધરી શિવશક્તિથી હામજો. શ્રી૦૩૧
ગાય ભણેને સાંભળેજો, તેને શિવશક્તિછે સાહ્યજો;
એ આશીશછે ઉરનીજો, તેથી મનવાંછીત ફળ થાયજો. શ્રી૦૩૨
કરજોડીને વિનવુ જો, ભોળા ભવનાં બંધન છોડ જો;
બાલાજી વિનતિ કરે જો, આ અખંડ રાખો જોડજો. શ્રી૦ ૩૩

———०००———

# લાવણી.

નાગર નટરે મિલ જાવો મન મોહન પ્યારે. એ રાગ.

નાગર ઇશેરે, મિલ જાવો હટકેશ્વરદેવા. ટેક.

તુમે ભભુત અંગ લગાઇ, સાથ ઉમીયા પ્યારી બોલાઇ;
ગંગા સબ ધાઇ આઇ, ધરી હે શીશેરે મિલ૦ ૧

કૈલાશપુરી તુમ બાસી, હરિ નારદ બ્રહ્મ ઉપાસી;
ભીલડી તુમ મન હે પ્યાસી, રખો અંગ ઇશેરે.મિલ૦૨

તેરા ધ્યાન ધેરે સુરવાલા, સબ અરજ કર ઉર લાલા;
નાગર સબ નગર હેવાલા, હો ઉમીયા ઇશેરે મિલ૦૩

ધરો ધ્યાન કુટુંબ સબ ત્યારે, પુજન કેરે સબ વારે;
નવલાલકી શોભા ભારે, પુજોછે ઇશેરે. મિલ૦ ૪

નર નાર સબ ગાય ઉમંગે, સૌ શેવો અંબા સંગે;
ગુણ બાલો ગાવે ચંગે, નમાવ શીશેરે. મિલ૦ ૫

---

મોહે શાંમ કંકરી મારી બ્રીજબાસી સલુના. એ રાગ.

હર ધ્યાન ધરો મન પ્યારે, શ્રી હટકેશ્વર દેવા.
સબ શીર રખો ઉર ધારી, મહાદેવ મન શેવા. ટેક.
સબ અંગ ભભુત લગાઇ, પુજન કેરે લાલા.
હટકેશ્વર નીજ આવે, દરશણે મતવાલા.
તુમ બ્રહ્મ કે મન ગુરૂ કહાવો, જટા ગંગ ધરૈયા.

ઓઢંગે ઉમીયા પ્યારી, ભીલડીકુ ધરૈયા.
ગણુપતી શોભે પ્યારો, કર ત્રિશુળ ધરૈયા.
ડાક ડમરૂ શોભીત સંગે, સબ અસુર હરૈયા.
સબ ધ્યાન ધરો મુની ગ્યાની, વેદ સુર કરે હેવા.
હર ધ્યાન ધરો મન પ્યારે શ્રી હટકેશ્વર દેવા. ૧
વ્યાઘ્ર ચર્મ પર છાજે, પંનગ અંગ વાસા,
નંદી ભંગી ચંગી આયે, ભંગી પીયે પ્યાસા,
સબ નાગરકુ મન પ્યારે. ગુરૂ હે સબ ઉનકા.
પાપ દુઃખ સબ જાવે, સબ ધ્યાન ધરે ઉનકા,
ગુન ગાયે સબ મતવાળ ઉનકુ મૈયાકી મેહેરાં,
દરસન આવે નરનારી, નીરખેછે બહુ લેહેરા.
ઘંટા વાજે ઘણુણુણુ ગાજે, તાલસુર હેવા,
ગુન ગાય બાલા પ્યારા શીર શીવ શક્તિ રેહેવા.
હર ધ્યાન ધરો મન પ્યારે શ્રી હટકેશ્વર દેવા. ૨

---

નારાયણુ નરસીંહ નરોતમ પુરૂશોતમ કો ધ્યાન ધરો એ રાગ.
નારાયણુ સત બ્રહ્મ પરાયણુ, જગત ગુરૂ પર સ્વામીહો,
આરાધો ઉમીયાવર શંકર, હટકેશ્વર શીર નામીહો. ટેક.
આદ્ય અનાદ્ય અગાધજો ઈશ્વર. શેવકને મન ભાવીહો,
દુષ્ટ સંહારણુ જગત ઓધારણુ,સુરશ રહે શીશ નમાવીહો.ના૦૧
અખંડ બ્રહ્માંડ રહ્યા વિશ્વવ્યાપી, સ્થાવર જંગમ જાણીહો,

ભુ મધ્ય લોકે આપ બીરાજો, શરણ રહે મન આણીહો. ના૦૨
ત્રણ લોકમાં રક્ષણ કારી, સ્વર્ગે શીસ પધરાવીહો,
મૃત્યુ લોકમાં શરીર અરપ્યુ, પાતાળે પગ ધરાવીહો. ના૦૩
નીલકંઠ વિષધર વિષંભર, ગૌરીશ્વર બલીહારીહો,
ઉમીયાવર ગંગાધર સ્વામી, જય જય શ્રી ત્રિપુરારીહો.ના૦૪
અંગ ભભુત લગાવી સુંદર, વ્યાઘ્ર ચર્મ પધારીહે,
ભાલ ચંદ્ર રૂંઢ માળા કંઠે, નેન કમળ છબી ન્યારીહો.ના૦૫
ડાકજા ડમરૂ શોભીત સંગે, ગજાનન પરીવારીહો,
ઉમીયા અંગે આપ બીરાજે, શુભ નંદિની અસવારીહો.ના૦૬
વિષ્નુ વિરંચી ઇંદ્ર અમર સૌ, ગતી ન જાણે તમારીહો,
શુક શેષે નારદ ગુણ ગાતા, હટકેશ્વર બ્રહ્મચારીહો. ના ૭
રાજનગર તો રૂડુ દીસે, નાગરને મન ભાવ્યુંહો,
અમદાવાદની નાતછે શાંણી, તેના મનમાં આવ્યુંહો. ના૦૮
રાયપુર ચકલું સોભે સારૂ, ઉજળા વાર્ગુન સહુ સારીહો,
હટકેશ્વનું મંદીર ભાસે, આવેછે નરનારીહો. ના૦૯
શ્રાવણ માસની શોભા ભારી, પુજન કરે નવલાલાહો,
આશપુરે હટકેશ્વર ઇશ, રટણ કરે મતવાળાહો. ના૦૧૦
કરજોડીને કરે વિનતી, આશ પુરો સુલપાણી હો,
ગંગ જટામાં બેટાં છાજે, ઓછંગે ઉમીયા આણીહો ના૦૧૧
ઓંમકાર રૂપે આપ બીરાજો, નીરાકાર શા કારીહો,
મૃત્યુલોકમાં આપ પુજાવો, સ્વયંભુ લિંગાકારી હો. ના૦૧

દુરવાસાનુ દુઃખ નીવાર્યું, કૌશીકને વળી તાર્યો હો,
દેવ તણુ દુઃખ પરને હરવા, કાંમદેવ સંહાર્યો હો. ના૦૧૩
પંનગના આભુષણ અંગ, ત્રણ નેત્ર અમૃત ઝારી હો,
કૈલાશ મધે આપ બીરાજો,શ્મશાન રાખ પથારી હો.ના૦૧૪
ત્રિપુરાસુરને વરદાન આપ્યુ, ભસ્માસુરને ભમાવ્યો હો,
આપો આપે મોક્ષજ આપ્યુ, બાણાસુરને તારયો હો.ના૦૧૫
સતયુગ દ્વાપર ત્રેતા કળયુગ, મધે આપ બીરાજો હો.
બ્રહ્મ નારીના શ્રાપ થઇને, લીંગ રૂપે પુજાવો હો. ના૦૧૬
નંદી ભંગી ભુતની ટોળી, ભૈરવ આદ્ય આવે હો,
નવગ્રહ આદ્યે સ્તુતી કરછે, મૃત્યુંજયને ભાવે હો. ના૦૧૭
જ્યોતી લીંગે નામ તમારૂ, સ્મરણ કરે નરનારી હો,
અઘ નાસે શિવ શિવ કેહતા, સચરાચર સુખ ભારી હો. ના૦૧૮
તેજોમય ત્રિગુણાત્મજ કહાવો, જોગી જપે જપધારીહો,
ચરણે રાખો બાલો ગાયે, શ્રી હટેકેશ્વર જય કારી હે. ના૦૧૯

---

બીહાગ.

મન સમરો શિવ શિવ સ્વામી.
આવાહન સબ કરત હે પ્યારે, મનકો મનમે ધારી. મન.
પાદ્યાચમને અર્ધાચમને, સ્નાન કરે સુલપાણી. મન.
પંચામૃત સબ સ્નાન કરાવે, હસ્ત ગૃહે નિજ ઝારી. મન.
ગંધાક્ષત મિલી પુષ્પ હિશોભિત, ભસ્મ લગાયે વારી. મન.
રૂંઢહિમાલા કંઠમ છાજત, જટા બીચ ગંગા પ્યારી. મન.
અડધાંગે ઉમીયા બીરાજે, વામાંગે ગણપતી ધારી. મન.

અદ્‌ભુત રૂપહી દેખત આનંદ, ધ્યાન કરો નરનારી. મન.
ચરન કમલપર શરનહીં આયે, રૂપ અનોપમ ધારી. મન.
વેદ વિરંચી નારદ શારદ, શીશ નમાવે શાવી. મન.
ભંગહી પીવે ડાકહી ડમરૂ, વ્યાઘ્ર ચર્મ અંગધારી. મન.
ભાલે ચંદ્રહી દીખાવત, દેખત નંદી સ્વારી. મન.
ગુનહી ગાવત બાલોહી મનમે, અકલ ગતિ શિવ ન્યારી. મન.

---

સારૂસારૂરે સુરત શેહેર મુંબઇ અલબેલી. એ રાગ.

સારૂસારૂરે હટકેશ્વર ધાંમ, આશાસુર બહુ સારૂ. ટેક.
અર્ગાપુરની શોભા સારી, તીરથનો નહીં પારરે;
હટકેશ્વરનુ રૂડુ મંદીર, શોભા દે અપાર. આશા૦ ૧
આરજુગમાં ચાલ્યુ આવ્યુ, વશીયુ સારૂ શેહેરરે;
નાગરોની ઉત્પતી ત્યાં, થાયછે લીલાલેહેર. આશા૦ ૨
ઉત્પતી પેહેલી નાગરની, કરી હાટકેશ્વરે સૌ જાતરે;
રાજાયે ત્યાં યજ્ઞજ કીધો, ત્યાંથી પડી જુદી નાત. આશા૦ ૩
વડનગરાયે દાન ના લીધુ, તે વશીયા તતખેવરે;
પંચે જાતે દાનજ લઇને, વિસારયા મહાદેવ. આશા૦ ૪
વિસનગરમાં વાસ કરયોને, વશીયા નાગર એકરે;
સાઠોદગામમાં વશિયા નાગર, એ ત્રેણેનો નેક. આશા૦ ૫
ચિત્રોડા પ્રશ્નોરા કહાયે, કૃશ્નોરા નીચ જાતરે;
એ પાંચેમાંથી બહાર નીકળ્યા, તે કેહેવાયા બાહેડ. આશા૦ ૬
એ સૌથી વડીલ નાગર, વડનગરા કેહેવાયરે;

વડનગરમાં વાસ રહ્યોછે, ઠાકોર નામ ધરાય. આરા૦ ૭
વડનગરની શોભા કહુછુ. જોતા ન આવે પારરે;
જાત્રા કરવા આવે નરનારી. દરશણનો નહી પાર. આરા૦ ૮
ગામ મધે સમેળા મોટુ, તળાવ દરીયા જેવુરે;
તેની પાળે ગામ વસાવ્યુ, હાટકેશ્વરે હેવુ. આરા૦ ૯
હાટકેશ્વરની શોભા ભારી. શિખર ઉચુ આકારોર;
નિશાન ફરકે પંચરંગી ત્યા, નાગર સર્વ ભાસ. આરા૦ ૧૦
ડાભાજમણો ઘંટા વાગે, ઘોર તણો નહી પારરે;
ટકોરખાનુ વાગે દ્વારે, શરણાઈયા અપાર. આરા૦ ૧૧
હાટકેશ્વરના દ્વારજ રૂડા રૂપેરી તતખેવરે;
જળાધારી પણ તેના જેવી, જોવાની પડી ટેવ. આરા૦ ૧૨
કૈલાશ જેવુ રૂડુ ભાસે, મંદીરછે વિશાળરે;
ધરમશાળા મોટી દીસેછે, શોભા દીસે હાલ. આરા૦ ૧૩
શ્રાવણમાસે પુજા થાયે, પ્રાતુશકાળે સારીરે;
નગરના સહુય ઉમંગે, વારણા લેછે ભારી. આરા૦ ૧૪
વડનગરની તીરથ યાત્રા, કરે જે મનમાં ધારીરે;
મનવાંછિતફળ આપે શિવજી, કામકરે બહુભારી. આરા૦ ૧૫
હાટકેશ્વરનુ મહાતમ કેહુતા, ન આવે કાઈ પારરે;
અલ્પબુદ્ધિથીહુ વર્ણવુછુ, થોડામાં બહુ સાર. આરા૦ ૧૬
ગયા કોઠો વિશ્નુ પાદુકા, સ્નાન કરીને આવોરે;
હટકેશ્વરનુ પુજન કરીને, રસોઈ તતપર થાવો. આરા૦ ૧૭
નગર મધે મૈયા બેઠી, સિધનાથ-ચિત્રેશ્વરીરે;
આછિંગે કમળાપર છાજે, હાથ ઉર્મીયાવર ધારી. આરા૦ ૧૮

ગૌરીકુંડે સ્નાન કરીને, મુસ્તક પુજા જોયેરે;
ગંગા આવે ગૌરીકુંડમાં, અઘોરપાપ સહુ ધોઇયે. આરા૦૧૯
નાગદ્રો ઉપરથી જોયે, વિશ્વામિત્રી જ્યાંછેરે;
સ્નાન કરો સર્વે ત્યાં જૈને, સપ્તરૂષી ત્યાં છાજે. આરા૦ ૨૦
ત્યાથી સમેળા ઉપર થૈન, દરશણ બહુ કરતા આવોરે;
ગણપતીખોખલા બેઠાછે, ત્યાં જૈ મહાદેવ આવો. આરા૦૨૧
નગર મધે યાત્રા માટી, હટકેશ્વર મુખ્ય ધામરે;
નગર મધે દેરાં બહુછે જતાં ન પહોંચે હામ. આરા૦ ૨૨
હવે કહુછુ શ્વેતાંબરતુ, લઘુ લઘુ આખ્યાનરે;
દાંતા કેરા રાણા છાજે, રાજ કરે ત્યાં રાન. આરા૦ ૨૩
દરબારનીતો આજ્ઞા લૈન, ઉતરીયે કાચળી નદીયેરે;
પેહેલી ઘાંટી બીજી ઘાંટીયે, ત્રિશુળને સહુ વંદીયે. આરા૦૨૪
ત્યાર્થી ચાલ્યા પાંણસર આગળ, સરસ્વતાની તીરરે;
સ્નાનકરી ત્યાં ચોખા થૈન, જોયે સનમુખ ધીર. આરા૦ ૨૫
ખોડીયાળમાને શીશ ધરીને, પેહેલ દરવાજો જોયેરે;
તેના ઉપર નોબતવાગે, જૈ મા દરબારે નમીયે. આરા૦ ૨૬
ત્યાથી જમણે દરબારે જૈ, ચાચર મધે નમીયેરે;
ગણપતીને શીશનમાવિ, માની પ્રદક્ષણા કરીયે. આરા૦ ૨૭
આવિ માને દ્વારે ચડીને, અંબામા નીરખીયેરે;
શીશ નમાવિ આસનપર જૈયે, આરાસુરમાં રહીયે.આરા૦૨૮
પ્રાતુશકાળે બાળા રૂપ, દરશણ દોછો નિત્યેરે;
મધ્યાને તરૂણ અવસ્થા, સાયંકાળે વૃધ્યે. આરા૦ ૨૯
માતાજીની પુજા થાયે, શોભાનો નહી પારરે;

અંબામાના અંગજ ઉપર, કુંચનનો નહી પાર. આરા ૩૧
હિરા મોતી માણેક સીલમ, જડાવ દીસે સારેરે;
કાને કુંડળ નાકે વેસર, ચંદન દીસે હાર. આરા. ૩૨
મુગટ અનોપમ સીર પર શોભે, છત્ર તણો નહી પારરે;
બાહે બાજુ હાથે ચુડી, સેંથે સીંદુર સાર. આરા. ૩૩
પાયે નેપુર રૂમ જુમ વાજે, હાથે વહને વીંટીરે,
અંગુઠીયાં કલ્લાં ને કાંબી, અણવટ વિછુવે દીઠી. આરા.૩૪
પચરંગી ચુંદડીયો સારી, જરકશી અંબર સાડીરે;
સિંહાસનપર બેઠી અંબે, સિંહ વાઘ તણી અશવારી. આ૦૩૪
આરાપારાછે જળહળ જોત્યો, માના તેજતણો નહી પારરે;
ઘંટાઘડીયાળો ઝાઝરના, થાયેછે બહુ સોર. આરા૦ ૩૫
પંચરાત્રી ચાચરમાં રહિને, ઉદોઉદા બહુ થાવેરે;
નાગરલોકો નૃત્ય કરેછે, દુધપાક પકવાન ખાય. આરા૦૩૬
આરાસુરની પંચતીરથી કહુછુ, અલ્પબુદ્ધિથી ગાવુરે;
અક્ષરભેદ જાણુ નહીને, શ્રાવણમાસે આવુ. આરા૦ ૩૭
ક્રક્ષપક્ષની ચતુરદશીયે, નીરખુ અંબામાડીરે;
તે રાત્રીયે હવન થાયછે, પુજુછુ હુ પાવડી. આરા૦ ૩૮
બીજેદિવશે પુજન કરીને, માતાને થાળ ધરાયછેરે;
તે રાત્રીયે નાગરલોકોની, ભવાઈ ચાલુ થાયછે. આરા૦ ૩૯
અશલ સંગ માતાજી કેરો, હટકેશ્વરથી આવેરે;
ઝંડોઝોળી બગલમાં તુળડી, નાગરો સહુ જાવે. આરા૦ ૪૦
નીકળવાને પેહલે દીવશે, પંચતીરથી ત્યાં થાયરે;

નરનારી ઉમંગે ગાતા, આવેછે બહુ ત્યાય. આરા૦ ૪૧
અંબીકાની આગ્નાલેને. ગણપતી પુજન થાયરે;
ચાચરપુજન કરી ઉમંગે, વાવ્યે સહુવે જાય. આરા૦ ૪૨
ત્યાથી જઇ ભૈરવ પુજન કરી. ખોડીયાળે સહુ આવોરે;
શીશાનમાથી માનશરોવર, જળભરવાને જાવો. આર ૦ ૪૩
માનશરોવર પુજન કરીને, ત્રેણ્ મહાદેવ પુજવારે;
ત્યાંથી જળભરીને જૈયે, અજાવડીને કેહેવા. આરા૦ ૪૪
અજાવ પુજી અરજ કરો સહુ. કરજોડીને ત્યાહરે;
ગરબાગાયેછે નરનારી. ઉમંગે સહુ ત્યાહ. આરા ૦ ૪૫
વનમાં બેઠી દેત હણેછે, ત્યાથી ચાળો માટીરે;
અંગોના સર્વે રોગો જાયે, દેવોયે સત ભાંખી. આરા૦ ૪૬
બ્રહ્મા વેદ આરાધે એને, સુરીનર મુનીયે વખાણીરે;
ત્રેણુલોકનો તાપ સમાવ્યો, ઇંદ્ર રાખ્યા ઉર આંણી. આ૦૪૭
અંબાની યે વડી બેહેનછે, એ બેમાં નથી ભેદરે;
અજાવ પુજે અંબા પરસંન, તેમાં નહી સંદે. આરા૦ ૪૮
આગ્ના લેને ત્યાંથી આવ્યા, ચાલી સહુ ચાચરમાંરે;
વેહેરાઇમાતા સામા મહાદેવ. બેઠાછે ઉમંગમાં આરા૦ ૪૯
ચાચર મધ્યે કુંભ મુકીને. ઉદો ઉદો મુખ ભાખેરે;
નાચે કુદે છેલ્લીવારે, ઉદાશ થે માં ઝાંખે. આરા૦ ૫૦
માતાજીના સનમુખ ગબર, જોતા ન આવે પારરે;
ઉંચાઉંચા પથર ભારે, ચડતાં વાય બહુ વાર. આરા૦ ૫૧
માંનસરોવર આગળ થૈને, જૈયે સહુ કૈલાશરે.
બેઠાછે ઇશ કોટેશ્વર ત્યાં, સરસ્વતીનો વાસ. આરા૦ ૫૨

સરસ્વતીમાં સ્નાન કરીને, આવો સહુ મહાદેવરે;
પુજન કરીને ત્યાથી પળાવા, વિમળ પારસદેવ. આરા૦ ૫૩
ત્યાથી આવો આરાસુરમાં, પાયે પડો સહુ માતરે;
અરજ કરીને જાવો મુકામે, ખાવોપિયો બહુભાત. આરા૦ ૫૪
એવી અંબા સરવે શેવો, ભય દુ:ખ શોક ના આવેરે;
ચારપદારથ પામે સોહેજે, એકવાર આરાસુર આવે. આ૦ ૫૫
સ્વર્ગપુરીનો આકાર સરવે, તેજ તણો નહી પારરે;
શ્વેતાગીરીને મણીપુર શોભે, છે સ્થાનક અપાર. આરા૦ ૫૬
હટકેશ્વરને આરાસુરમાં, સર્વે જન જૈ વશીયારે;
બાલાનેશીર હાથ દેજો, ગાવો નાગર સહુ રસીયા. આરા૦ ૫૭
સંવત એક નવ ત્રણ પાંચમાં, મહાસહીનો શુભ સારરે:
શુક્લપક્ષની પુરણીમાયે, પુરણ કર્યો ગુરૂવાર. આરા૦ ૫૮

---

## રાગકાફી.

માવાતો મસ્તાનીરે મોહ્યા જન મોટામોટા એ રાગ.
શ્વેતાગીરી સારોરે, મણીપુર સારૂ સારૂ;
કૈલાશથી આવ્યારે, હટકેશ મણી પ્યારૂ ટેક૦
ધોળાગઢમાં અંબા બીરાજે, વૃદ્ધનગર મહાદેવ;
આરાસુરમાં ગામ વસાવ્યુ, હટકેશ્વરનીજ શેવ;
ત્રિપુરસુંદરી ગાજેરે, ધ્યાન સહુ ધરે તારૂ તારૂ. શ્વેતા૦ ૧
સુરીનર મુનીવર ધ્યાન ધરેછે, ઇશ્વર આપોઆપ;
વેદ વિરંચી શીશ નમાવે, દુષ્ટને કરેછે તાપ;

મન તુહી તુહી બોલેરે, સુખદીજે વારૂવારૂ. શ્વેતા૦ ૨
મૃત્યુલોકમાં આપ બીરાજો, શેવક કરવા સાહ;
સતયુગ દ્વાપર ત્રેતા કળયુગ, મધે બીરાજો આપ;
ભુમીપર કહાવો રે, હટકેશ મૈયાધામ ખ્યારૂખ્યારૂ. શ્વેતા૦ ૩
ચારેદીશાયે વ્યાપી રહ્યાંછો, શેવકજન પ્રતીપાળ;
નીરાકાર થઈ શાકાર પુજાવો, ઇશ્વરગતીછે અપાર;
બાલાશીર રેહેજોરે, આશનિશ ધારૂ ધારૂ. શ્વેતા૦ ૪

---

## હોરી.

શિવશંકર ખેલેહોરી, સંગ બેઠી ઉમિયાગોરી. ટેક.
ફાગન આયો હે શિવશંકર, ઉમંગ બહોત કરોરી શિવ ઉ૦
ધ્યાનધરતહે વેદ વિરંચી, આશ રખે મન તોરી;
જટાબીચ ગંગા ધરોરી, શિવશંકર ખેલેહોરી૦ ૧

ચુવાચુવા ચંદન ઓર અરચા, કેસરગાગર ભરોરી. શિવ કે૦
કર પીચકારી આપ લીયે હે, સનમુખ મૈયા ધરોરી;
ખેલત મન આપઈ હોરી, શિવશંકર ખેલેહોરી૦ ૨

અબિલગુલાલ ઉડતહે અંગે, ભભુત રૂંઢમાળા ધરોરી; શિવ૦
બાજત તાલ પખાજ ઝાઝર ડફ, ઘંટા નાદ કરોરી;
પીવે સબ ભાંગહિ ઘોરી. શિવ૦ ૩

આકધતુરા પીયે સબ સાજન, ગાવતહે હોરી નારી; શિવ૦
ડાકહિ ડમરૂ સાથહિ બાજત, રીજવતહે ત્રિપુરારી;

હટકેશ્વર હે શુભકારી. શિવ૦ ૪

એ સબ રંગ રચો હે જંગલમે, સાથે ભુતગણુકી ટોળી; શિવ.
એ સબ રંગ ગાવે મંદીરમે, ગાવે સુણે પાડે તાળી;
એ સો શિવ શેવો નિહાળી. શિવ૦ ૫

સુરીનર મુનિવર ધ્યાન ધરતહે, તિનલોક શુભકારી; શિવ૦
આશધરો સબ ઉરમે પાઈ, હોરી મનરંજન પ્યારી;
અબધુત શિવમંગળકારી, શિવ૦ ૬

આશધરો ઉરમે મતવાલે, શિવશક્તિ પિતા માઈ; શિવ૦
બાલાજી આનંદ ગુનહિ ગાવે, કૈલાશમે આનંદ કરાઈ;
ઉરમે આશા રખિયે ધાઈ. શિવ૦ ૭

મોક્ષદિયતહે ધ્યાનધર તનકુ, શિવહે અલોકીક ભારી; શિવ૦
આધિ વ્યાધિ દુર કરતહે, નિજજન રહો મન ધારી;
જેજે બોલો શ્રી ત્રિપુરારી. શિવ૦ ૮

---

## અમદાવાદ મહાત્મ ગરબો.

સારૂ સારૂંરે સુરત શેહેર, મુબઈ અલબેલી એ રાગ.

જોયા જોયારે બારે માસ, શ્રાવણુ બહુ સારો,
કરે પુજન સર્વે જાત, સુખનો એ આરો. ટેક.

અમદાવાદની શોભા કહુછુ, સુણુજો સહુજન જાતરે;
હાટકેશ્વરનુ મંદીર દીશે, શેવેછે નાગરીનાત. શ્રા૦ ૧

શ્રાવણુ માસની શોભા ભારે, કોઇથી નવ કળાયરે;
દેવો સર્વે આવે ભુમી, ઉમંગ ઉર ન માય. શ્રા૦ ૨

મહાદેવ મંદીર પુજન થાયે, શંકર સનમુખ જાયરે;

ઘેરઘેરથી પુજાપો લાવે, મનુરા પુજન પળાય. આ૦ ૩
રાજનગર તો રૂડુ દીસે, જોતા ન આવે પારરે;
ધરમશાળાઓ મંદીર ઝાઝા, પુજન કરે અપાર. આ૦ ૪
પ્રથમ દીવશે પુજાપો લૈને, આવેછે સહુ જનરે;
સાયંકાળે મહાપુજન થાયે, નવલાલ કરે ઉમંગ. આ૦ ૫
મહાપુજાયે આવે નરનારી, દરશણુ કરવા રોજરે;
પાર્થિવેશ્વર પુજન થાયે, કરછે નાગર મોજ. આ૦ ૬
ભવાયા ભુગળો વગાડે, સારંગિ તંબુરા વાગેરે;
ગાંનતાન સહુ થાય ઉમંગે, જોવા મનડુ જાગે. આ૦ ૭
ઘંટા ડમરૂ ઝાઝો વાગે, ઘડીયાળી છડીદારરે;
નોબત વાગે ચંમર ફરકે, હાંડી ઝુમર બહુ સાર. આ૦ ૮
નીત્ય નીત્યતો જુદી જાતો, પુજન કરે સહુ આવીરે;
ધ્યાન ધરે ત્યાં શિવજી કેરૂ, મનમાં ઉમંગ લાવી. આ૦ ૯
આઠેદાહાડે સોમજવારે કુલમંડળીયો થાયરે;
તે દીવશે સહુજન રસીયા, કરિ દરશણુ આવે જાય. આ૦ ૧૦
બારેદરબાજે સર્વે ચકલે, પોળે ખાંચે મહાદેવરે;
આપોઆપના માલીક જાયે, તે માંસે પડીટેવ. આ૦ ૧૧
બ્રાહ્મણોની બળેવ મોટી, જનોઈ પેહેરવાનો દહાડોરે;
પુરણીમાં શ્રવણ નક્ષેત્ર, થૈ જાયછે આખો દહાડો. આ૦ ૧૨
આ માસે શુભ અષ્ટમી રૂડી, કૃષ્ણપક્ષના સારીરે;
શ્રીકૃષ્ણજી પોતે જનમ્યા, ઓછવ થાય બહુ ભારી. આ૦ ૧૩
પુરણમાસે પુજન કરીને, મહાદેવ થાળ ધરાવેરે;
પંચકેશ ઉતરાવી નાખે, લાડુ દુધપાક જમાવે. આ૦ ૧૪
શ્રાવણમાસે રૂડા મેળા, થાયછે તે બહુ ભારીરે;

જાગનાથથી સુખરાવ જોયે,તે આઠિદાહુ ડે શાહાવાડી.શ્રા૦૧૫
પાદશાવાડી ગાડી ઘોડા, સાબરમતીની તીરરે;
બેઠાછે શિવશંકરભોળા, ખડગધારેશ્વર ધીર. શ્રા૦ ૧૬
પુણુમાસે નીલકંઠમહાદેવ, બેઠાછે કૈલાશરે;
નરનારી જન સર્વે જોયે, તે પુરે મનની આશ. શ્રા૦ ૧૭
માતરભવાનીની વાવ્ય રૂડી, બેઠાં પોતે માજીરે;
પાયેપળાંને સહુજન આવે, બેશી થાય ત્યાં રાજી. શ્રા૦ ૧૮
આચારજીની બેઠક ભારે, દરશણ કરે વૈશ્નવ જનરે;
દાદાહરિનીવાવ્યછે પાછળ, જોવા થાય સહુનુ મન. શ્રા૦ ૧૯
બીજો મહીમા શિવરાત્રીનો, મહામહીનામાં થાયરે;
કશ્નપક્ષની ચતુર્દશીયે, સહુ મહાદેવ ઓછવ થાય. શ્રા૦ ૨૦
શિવરાત્રીનો મોટો મહીમા, જાણે સુરીનર લોકરે;
વેદ તાણી ત્યાં ધુનો ચલાવે, ગાંનતાંન કરે શોખ. શ્રા૦ ૨૧
શિવરાત્રીનો સંગજ ભારે, જાય ઉટકંઠ જાબાલીરે;
ખરો દેવ બેશ્નાથછે સામો, કેદારનાથ લ્યો જાલી. શ્રા૦ ૨૨
શ્રાવણમાસે સંગજ સારો, અંબાજી સહુ જાયરે;
નાગર સર્વે સંગવી થઇને, અમદાવાદથી પળાય. શ્રા૦ ૨૩
કૃષ્નપક્ષની રાધણછઠ, સાબરમતીની તીરરે;
ઉમંગથી સહુ રસોયા જોયે, નાગરો સર્વે વીર.શ્રા૦ ૨૪
બીજોમાસછે ચૈતરકેરો, ચતુર્દશી અજવાળીરે;
વરઘોડા મહાદેવના નીકળે, દરશણ કરે નીહાળી. શ્રા૦ ૨૫
હટકેશ્વરનો ઓછવ થાયે, વરઘોડાનો ઠાઠરે;
નાગરો આવે સાજનમાં, પળે આશાપુરીની વાટ. શ્રા૦૨૬
ગાંન કરે ઉમંગે નારી, જોયાનો નહી પારરે,

વાજાં ભુંગળ ટકોરખાનું, વાગે બહુ અપાર. શ્રા૦ ૨૭
હટકેશ્વર દરશણ કરીને, પળાયે સહુયે ઘેરરે;
તેજ રાત્રીયે જમવા આવે, મુગટા લોટા પેર. શ્રા૦ ૨૮
બીજી શોભા અમદાવાદની, થોડામાં કહુ સારરે;
શેહેર મધ્યે બાદશાની ચોકી, માણેકનાથ સરદાર. શ્રા૦૨૯
બીજી મહંમાયા બેઠીછે, બાળા બહુચરમાતરે;
માણેકચોક વેપારી આવે, પાયે પડે સહુ જાત. શ્રા૦ ૩૦
ત્યાંથી જઇયે નાગરવાડે, હટકેશ્વર નીજ ધામેરે;
મહંમાયા રઘુનાથ બીરાજે, નાગરોનો ઠામ. શ્રા૦ ૩૧
સાંકડી શેરી રૂડી શોભે, જોતા ન આવે પારરે;
આશાપુરીમાં આશાપુરેછે, દરસણ કરે નર નાર. શ્રા૦૩૨
ત્યાંથી જઇયે ચાંલાઓળે, કાળુપર પળાવોરે;
નટવરજી શામજી બીરાજે, વૈશ્નવ લોક સહુ જાવો. શ્રા૦૩૩
શામજીમંદર સારૂ શોભે, હાજાપટેલનીપોળેરે;
ત્યાંથી નીકળી બારીયે જઇયે, નરનારાયણને ખોળે. શ્રા૦૩૪
ધનાસુતાની પોળજ રૂડી, અંબામાડી બેઠીરે;
આશાપુરેછે શેહેરતણી તે, નજરે સહુયે દીઠી. શ્રા૦ ૩૫
ત્યાંથી નીકળી સનમુખ જઇયે, સારંપુરને ચકલેરે;
રણછોડજી તો રૂડા છાજે, નરનારીનુ મન અળકે. શ્રા૦૩૬
તે દરવાજે શંકર શોભે, કોટેશ્વર કૈલાશરે;
કરણ મુક્તેશ્વર દરશણ કરીયે, પુરે મનની આશ શ્રા૦૩૭
કારતગમાસે પેહેલે દીને, નરસીહજી સહુ જાયરે;

લોકોનીતો ગડદી થાયે, ઉમંગ ઉર ના માય. આ૦ ૩૮
અણકુટ થાયે બીજે દીવશે, વૈશ્નવજન મંદીરમાંરે ;
આચારજી મહાપરભુજી થાય, અણકુટ સુદ નવમીમાં.આ૦૩૯
રાયપર ચકલે આવી બેસો, પોલીસનોછે ઠામરે ;
ચકલુ રૂડુ શોભે સારૂ, દ્વારકાં નીજ ધામ. આ૦૪૦
ત્યાંથી જઈયે તે દરવાજે, કાંમનાથ કાકરીયુરે ;
ભૈરવનાથ છે ભડ વગડામાં, સહુયે અંન વાપરીયુ.આ૦૪૧
નવાપુરામાં જઈયે ત્યાંથી, ભટ વલ્લભની માતારે ;
નવરાત્રીની નવમીયેં ત્યાં, હોમ થાયછે સહુ જાતા.આ.૪૨
અશાડ માસમાં જગંનાથજી, જમાલપુર દરવાજેરે ;
રથમાં બેશી ફરવા આવે, શેહેરમાં આવી ગાજે. આ૪૩
ગંગાકાંઠે સરવે જાયે, ભાદરવા સુદ પાંચમરે ;
સપ્તરૂષીને આરે જઈને, સ્નાન કરે તે ઠામ. આ૦ ૪૪
ત્યાંથી આવો સનમુખથઈને, ત્રણ દરવાજે બેસોરે ;
સાંજ પડે સહુ જોવા આવે, મીઠાઈ પાંન ફળ લેશો.આ૪૫
સનમુખ બેઠી ભદરકાળી, જળહળ જાગતી જોતરે ;
અંગ્રેજની ત્યાં ચોકી રેહેછે, રક્ષા કરેછે પોતે. આ૦ ૪૬
ગંગાજી સહુ સ્નાન કરવાને, જાયછે ત્યાંથી સહુજનરે ;
પાછા આવે સનમુખ થૈને, પાયે પડે રેહેમન. આ૦ ૪૭
ઘડીયાળીનો રૂડો રણકો, ચારો દીશાયે જાયરે ;
રાત દીવસનો આધાર એનો, કચેરી સર્વે પળાય.આ૦૪૮
હીંગળાજમાતા નદીપારછે, ઉમંગે સહુ જાયછેરે ;
ખાંનપાંન કરીને આવે, ઘેર પોતાને જાય. આ૦ ૪૯

ત્યાંથી આવી સનમુખ ધૈયે, ઇદરીયે દરવાજેરે ;
અશાડમાસના દીવાસાયે, દુધેશ્વર સહુ છાજે. આ૦ ૫૦
અંગ્રેજની તો કાંપજ રૂડી, વાંજાં બહુ ત્યાં વાગેરે ;
બંધુક તોપો નિશાન ફરકે, હનુમાન રોકડીયો જાગે. આ. ૫૧
ત્યાંથી હાગે ગામ નરોડુ, ભાગળ સારી શોભેરે ;
ધનુશધારી માત બીરાજે, નરનારીનુ મન લોભે. આ૦ ૫૨
ધનુશધારી માતા જઇયે, રસ્તે ચામુંડા માતારે ;
ઉજાણી સહુયે ત્યાં જાયે, મનનાં મનોરથ થાતા. આ૦ ૫૩
ત્યાંથી આવો કાળુપરમાં, નવદુર્ગા છે માતારે ;
નવરાત્રીના નવે દીવસ, ગાંધ્રવ લોકો ગાતા. આ૦ ૫૪
આ સર્વે ઉલાસ ધરીને, જાણે અજાણે ગાયુંરે ;
સર્વે જનને ઉમંગ થાયે, એવુ મનમાં માન્યુ. આ૦ ૫૫
આ વર્ણન અમદાવાદ કેરૂ, હોશ ધરીને ગાયુરે ;
શિવ શકિતયો આશ પુરશે, એવુ નિશ્ચે ધાર્યું. આ૦ ૫૬
આ સર્વે દેવ દરશણ ગાશે, મનવાંછીત ફળ થાશેરે ;
અમદાવાદના દરશણ્તેજો, હૈયુ તારુ થાશે. આ૦ ૫૭
નરનારી જે ગરબે ગાશે, ઉમંગ મનમાં લાવીરે ;
અંબામાને શરણે જાશે, અંતે લે બોલાવી. આ૦ ૫૮
શંકર કેરી ભક્તિ કરશે, ઉતરશે ભવ પારરે ;
નાગરેનો ઇષ્ટ હટકછે, બીજી અંબાજીછે સાર. આ૦ ૫૯
બીજો ઇષ્ટછે નાગરવાણીયાનો, જાણો સ્કંદપુરાણેરે ;
ઉત્પત્તિછે તેની તેમાં, નિશ્ચે સર્વે જાણો. આ૦ ૬૦

આ ગરબો જે શંકર પાસે, ગાશે ઉલટ આણીરે;
ભવના દુઃખ સંકટ સૌ કાપે, નીશ્ચે અરજ્યુ પા ી.આ.૨૧
ગાશે સુણશે ભાવ ધરીને, ઉમંગ મનમાં લાવીરે;
બાલાજીને કરૂણા કરજો, તમ નિજ શરણે બોલાવી.આ.૨૨

## ગરબી.

તમે ઓરાને આવોરે, કહુ એક વાતલડી. એ રાગ.

કૈલાશથી આવારે, થઈછે પુજન વેળા ;
આવ્યોછે શ્રાવણરે, ઉમાયાવર અલબેલા. ૧
બ્રહ્મા ધ્યાન ધરેછેરે, રઘુ ર શીર નામે;
ગાન નારદ કરતોરે, અપછરા મન વામે. ૨
વેદ ચારે આખ્યારે, રૂષી મુન્ય ધ્યાન ધરે;
ઇંદ્રાદિ દેવોરે, પંનગ ના છત્ર ધરે. ૩
અંગે ભભુતી ધારીરે, ઉ ીયાછે ઓછંગે;
સુત ગણપતી સારોરે, ાંધો એને સંગે. ૪
બીજો સુત રકં જેરે, જ ામાં લીધી ગંગે;
મુખ સુયે કાંતીરે, પુજન કરો લીંગે. ૫
આભુશણ સર્પજેરે, શિર મણી ખરૂછે;
લલાટે ચાંદલોરે, જોઈ મન લોભેછે. ૬
કંઠે રૂંઢમાળારે, ત્રિ નેત્ર અમી ઝળકેછે;
અમર કટી પહેરેરે, ભ ટી સીંદુર લેકેછે.
વ્યાઘ્ર આસને બેઠારે, ત્રિશુળ કર જાલી;

અભેરવ આપેરે, સહુ લેછે પાળી. ૮

ડાક ડમરૂ શોભેરે, નંદી ભંગી આવ્યાછે;
સાથે ચંગી શોભેરે, જોગી બહુ આવ્યાછે ૯

મેઘ ગડગડ ગાજેરે, વિજળી ચમકેછે;
વિજીયા પાસ વાવીરે, જળધારા ટપકેછે. ૧૦

ભીલડી ત્યાં મોહિરે, અગડ બંબોન જોઈ;
કળે નહી દાનવેરે, તપ કરતા કોઇ. ૧૧

અસુર વર દીધારે, પ્રલેકાર એ કરતા;
ક્ષમા કરો દેવનેરે. અસ્તુ વાણી ઓચરતા. ૧૨

હેવો હટકમણીરે, ઉરમાં સહુ લાવો;
ગુરૂદેવ પરનોરે, શંકર મન ભાવો. ૧૩

એ નથી અળગોરે, રોમે રોમે વશીયો;
ભવસાગર તારેરે, એવોછે ઇશ રશીયો. ૧૪

શેવો નરનારીરે, એછે સુખકારી;
દુઃખ દેહનુ ભાગેરે, નિરાકાર ત્રીપુરારી. ૧૫

દેહ સંકટ કાપેરે, વર આપે ભારી;
ગાંડા ઘેલા શેવોરે, એછે ઉપકારી. ૧૬

શિવશક્તિ શેવોરે, નાગર સહુ રસીયા;
અમદાવાદ મધેરે, વડનગરા વશીયા. ૧૭

તેજ ત્રિપુરારીનુરે, આપ્યો વર હાથે;
આવ્યા કેલાશથીરે, રાખ્યાછે માથે. ૧૮

બિજા અન્ય ન શેવોરે, રાખો સહુ તે સાથે;

શા માટે તજો તમોરે, ધરોને શીર સાથે. ૧૯
નવલાલે ઉપાશ્રયારે, ગુરૂ જાણી રાખ્યા;
શિર બાલાને રેહેજોરે, હટક નજરે ઝાંખ્યાં. ૨૦
કરૂ વિનતિ કરજોડીરે, આશા હુ માગુ;
કરૂણા કરો હમેનરે, એટલુ સુખ માગુ. ૨૧

---

# હટકેસ્વરની આરતી.

જે શીવ હટકેશા, જે શીવ હટકેશા.
વીરંચી વેરંચો, ૨ વંદે વિશ્વેશા. જે શીવ૦ ૧
વેદ સ્કંદ પુરાણે, તતીયા પરી છેદે. શીવ તૃ૦
પ્રગટ પ્રમાણ રહસ્યો, ૨ જોતીર લીંગે ભેદે; જે શીવ૦ ૨
આનંદે ચમત્કારે, નગરે વૃદ્ધાક્ષે. શીવ ન૦
પાતાળે શુભ દેશે, ૨ લીંગે સ્વરણાંક્ષે. જે શીવ૦ ૩
શિર કંઠે બાહુ રદયે, ગંગાધર સર્પા, શીવ ગં૦
અરધાંગે જગદંબા, ૨ દુષ્ટ હરણ દરપા. જે શીવ૦ ૪
વૃદ્ધ સ્વરૂપ અરૂપ, નંદન ઓમકારે. શીવ નં૦
ભગતે હૃદય પ્રકાશે, ૨ મહાપુરૂષાકારે. જે શીવ૦ ૫
એક દેવી ત્રી પંચ, આણંદ કરનેત્રે. શીવ૦
શીવશક્તિ રૂપ દેખ્યા, ૨ વ્યાપિક બહુ ક્ષેત્રે. જે શીવ૦ ૬
ચંદન બીલ્વી પુષ્પાક્ષત, આદ્ય અર્ચે મુક્તિ. શીવ આ૦
સાંગસ વાહન આયુધ, ૨ સાયુજ પદ મુક્તિ. જે શીવ૦ ૭

ચંદ્રાં શ્રૃત ધૃત ભાલે, વિભુતી પ્રભુ ભાલે. શીવ વિ૦
વશો પચીત્રી માળા, ર મૃગ છાલા રાજે. જે શીવ૦ ૮
સહસ્ત્રાનન ચતુરાનન, તાલ મૃંદગ વાગે. શીવ તા૦
શીવ સુખ કરી દીજે સઉને, નાગર ગુણ ગાયે. જે શીવ૯

# मंत्र पुष्पांजलि.

ॐ यज्ञेन यज्ञमय जंत देवा,स्तानि धर्माणि प्रथमान्या सन् ।। तेहनाकं महिमानः सचं त यत्रे पूर्वे साध्याः संतिदेवाः ।। ॐ राजा धिराजाय प्रसंय साहिने, नमोवयं वैश्रवणाय कूर्महे ।। समेकामान् कामकामाय महियं कामेश्वरो वैश्रवणो दधातु ।।कुबेराय वैश्रवणाय, महाराजायनमः ।। ॐ स्वास्ति ।। सामाज्यं, भोज्यं, स्वाराज्यं, वैराज्यं, पारमेष्ठ्यंराज्यं, महाराज्य माधिपत्यमयं, समंत पर्यायिस्यात् ।। सार्वभौमः सार्वायुषाःतादाप

राधांत ।। पृथिव्यै समुद्र पर्यंताया एकराळि ती ।। तदप्येष श्लोको भिगितो मरुतः प रिवेष्टारो, मरुतस्या वसन्गृहे ।। आविक्षि तस्य कामप्रे ।।विश्वेदेवाः सभासतइति ।।

## કાફી.

બેડો પાર ઉતારોરે, આરાસુરવાળી;
કૃપાસિંધુ એવારે, કરૂણા કરો કાળી. ટેક.
ઉતર મધે આપ બીરાજો, પુરવમાં મહાકાળ.
દક્ષણમાં તુળજા ભવાની, ચોવાળ બહુચરબાળ:
સરસ્વતી તિરેરે, બેઠાછે મતબાળી. બેડો૦ ૧
વેદ વિરંચો ધ્યાન ધરછે તારૂ શેવકજન પ્રતીપાળ;
વિષ્નુ કંસને હણવા ચાહ્યા, દુષ્ટને દેખાડી ફાળ;
શિવ અંગે બેઠાંર, હિમાચળવાળી. બેડો૦ ૨
શુંભ નિશુભને માર્યો રણમાં, દેવોનુ દુઃખ નીવારી;
ચંડ મુંડને ચોળી નાખ્યા, થઈ ભયંકર નારી;
રક્તબીજ રોળ્યોરે, પાવાગઢવાળી. બેડો૦ ૩
મહિષ મારતાં પ્રાક્રમ અતી કર્યું, ચંડીરૂપે થઈ માત;
તે બળ તારૂ કયાં ગયું નૈયા, અરજ સાંભળો આજ્જાત;
દુઃખ અંત આવોરે, ધોળાગઢવાળી. બેડો૦ ૪
જ્યારે ભંડાસુર ઉપન્યો જારે, બેઠીતી શ્વેતાગીરી માંહ;

શક્રાદિ સહુ દુઃખ પામતા, આવ્યા ચંડીને ત્વાંહ;
તેનુ કષ્ટ નિવાર્યુંરે, અસુરોને બાળી. બડો૦ ૫
મુનિ સનકાદિક પાર ન પામે, વેદ વેદેછે માત;
કાલાવાલા આઇ તમને કરૂછુ,કંગાળ પોકારે આજાત
આવી ધારણુ ધોનિરે, પાંગળાને લ્યો પાળી. એડો૦૬
અપાર વૃષ્ટિ થઇછે, માજી, સાહકરો મહંમાય;
ત્રિપુર સુંદરી અરજ કરૂછુ, સુખી રાખો નિજકાય;
બાલાનિ વાહારે આવોરે,પાયે લાગુ લળીલળી.બેડો.૭

---

ઉપર પરમાણે.

આરાધુ કરજોડીરે, ક્ષમા કરો માજી માજી;
નિજ શરણે આવ્યોરે, શિર રહો ગાજી ગાજી; ટેક.
નિશાન ફરકે માજી તારૂ, ત્રેણ લોકમાં અપાર;
વેદાદિ નારદ ગાન કરે પાસે, વેણા બજાવે બહુ સાર;
આરાધેછે ઇશર, પ્રગ્ન‌ાન થયા રાજી રાજી. આ૦ ૧
મોહિની રૂપે મોહ પમાડ્યા, અસુર થયા બેહાલ;
વિષ્નુ વિરચી ધ્યાન ધરેછે, ઉરમાં આણી વહાળ;
તેનુ દુઃખ નિવાર્યુંરે, આસનથી તજી તજી. આ૦ ૨
સતયુગ દ્વાપર ત્રેતાયુગમાં, ભેદ ન પામ્યા લગાર;
ભુમીપર માજી આપ બીરાજો,તારો કોઇ ન પામે પાર
ન્યાળો નિજ આવીરે,સહુને કરો રાજી રાજી. આ૦ ૩
નાગર આવી ચરણે નમેછે, આરાધે ઉમીયા ઇશ;
અપરાધ મારો ક્ષમા કરોને, રખે ચડાવતાં રીસ;

રિસ રેખ ચઢતીરે, અજાવડી માજી માજી. આ૦ ૪
ચાચર આવી અરજ કરૂછુ, વળી લળી નામુ શીશ;
અપાર કષ્ટ નિવારો માજી, શરણે આવુછુ હરનીશ;
આ અવસર આવોરે,બાલા શિર હો ગાજી ગાજી.આ.૫

---

હોરી હમારે આજ નનદીયારે હોરી હમારે એ રાગ.

## હોરી.

બિહાગ.

પુજન કરે નવલાલ શિવજીરે પુજન કરે નવલાલ. ટેક.
હટક હે શિવ મનમે પ્યારો, ઉર રાખત વહાલ. પુ૦
મંદિર વામે આવત જાવત, હો જાવત સબ ન્યાલ. પુ૦
હોરીકે દીન રંગ ઉડાવત, ગાંન તાંન હોત લાલ. પુ૦
નરનારી સબ ઉરમે ગાવત, હો જાવત સુખ હાલ. પુ૦
નાગર ગુન હિ ગાવત હરનિશ, ગાવત બાલો ખ્યાલ. પુ૦
શિવ ઉમિયા ગણ નંદી પવનસુત, નિજ ઉડત ગુલાલ.પુ૦
જે જે બોલો હરીહર મહાદેવ, શિવશક્તિ ઉર વાહાલ.પુ૦

---

અરજ સુનો નિજમાત મૈયારે, અરજ સુણો નિજમાત.ટેક.
સુરીનર મુનીવર ધ્યાન ધરતહે, ગાંન કેર સબ જાત. અ૦
બ્રહ્મા વેદ પડે તોરે આગે, કાનડ બેન બજાત. અ૦
શંકર ધ્યાન ધરે તોરે આગે, આવત કરત હે બાત. અ૦

મહીશ માર્યો કારજ સીધ્યું, સુર રાખ્યા તારે પાસ. અ૦
બાટવસ્ત્રભને ઉગારી લીધો, સહુ રેહેછે તારી આસ. અ૦
ચરણકમળ પર શરણ હું આવ્યો, રાખો શિર પર હાથ અ૦
કાલાવાલા આઈ તમને કરૂંછું.આ અવસર રહો સાથ. અ૦
અપરાધ મારો ક્ષમા કરો નિજ, કરૂણા કરો મોરીમાત.અ૦
નિજજન સહુ રાખો ચરણે, આણંદ કરો મન ગાત. અ૦
નાગર સર્વ અરજ કરેછે, અઘોર પાપ કરો ઘાત. અ૦
નરનારી મન ઉમંગ લાવે, તેના દુઃખ કરો ને પાત. અ૦
ત્રિપુરસુંદરી શરણે આવો, ઉગારી લો આ જાત. અ૦
કરજોડી હું અરજ કરૂંછું, બાલો કર ઉત ાત. અ૦

---

શિવજી મનમાં હોય, ઉમીયારે, શિવજી મનમાં હોય. ટેક.
ફાગન આયો ઉર મન પાયો, ખેલત સુરીનર જોય. શિ૦
અંગ ભભુત લગાઈ બેઠત, જંગલમે નહિ કોય. શિ૦
ગાવત સુનત ઉર મન ડોલત, શિવશક્તિ મન દોય. શિ૦
આપહી સુનત આપહિ જોવત, બાલાકુ શિર હોય. શિ૦

---

ઉમીયાઈશ હે શિવ, આનંદરે, ઉમિયાઈશ હે શિવ. ટેક.
ગણપતી ઓર સ્કંદહિ આવે, આવે સબ ઉર જીવ. ઉ૦
ચુવા ચુવા ચંદર આક ધતુરા, ભંગ પિવે ગણ શિવ. ઉ૦
બાલકુ શિર આપ બીરાજો, રટણ કરત હે જીવ. ઉ૦

---

પ્રાન તુમારે પાસ શિવજીરે, પ્રાન તુમારે પાસ. ટેક.

આપકુ શેવે સુરી મુની ગ્યાની, બ્રહ્માદિ રાખત આશ. પ્રા૦
ચરનકમળપર આશ રખત હે, ગંગા જટા બીચ પાસ. પ્રા૦
હોરી આઈ સબ આનંદ પાયો, ઉરમે રાખત પ્યાસ. પ્રા૦
ડાકહી ડમરૂ બાજત ઘંટા, બાજત નાદ ઉલ્લાસ. પ્રા૦
કાનડ નારદ નાચત ગાવત, ગાન કરે શિવ પાસ. પ્રા૦
જો નિજ શંકર ઉરમે રાખત, દુષ્ટ પમાવત ત્રાસ. પ્રા૦
મૃગહિ ચર્મ કરમે રાખત, ત્રિશુલ રાખત હાથ. પ્રા૦
શિવહી પુજો મનમે લાવત, કરત શુભહી કાજ. પ્રા૦
ચાર પદાર્થ પાવત શંકર, સરત સબહી કાજ. પ્રા૦
અંગ ભભુત રૂંઢહિ માળા, ધારત ચંદ્ર શિર પાસ. પ્રા૦
તિનહિ નેત્ર અમૃત ઝરતહે, તેજ ધરત આકાશ. પ્રા૦
ઉમિયા શંકર ઉરમે રાખો, જાવત અંત કૈલાશ. પ્રા૦
કરહિ જોડકે નિજ મન ગાવુ, ધારત હે નાગ પાસ. પ્રા૦
જે જે બોલો શ્રી ત્રિપુરારી, બાલોહિ રાખત આસ. પ્રા૦

---

કૈલાશ ઉપર નિશાન ફરકે શિવશંકરકા. એ રાગ.

મણીપુરમે નિશાન ફરકે હટકેશ્વર શિવકા.
કૈલાશ ઉપર આપ બીરાજે, અડધાંગે અંબીકા ટેક.
મણીપુરની શોભા ભારી, હટકેશ્વર હીસે;
ઉમીયા બેઠાંછે આણંદે, જોતા મનકુ હીસે. ૧
હટકેશ્વર નીજ નામ ધરાવ્યુ, હટકમણી માટે;
એક એકથી શોભા ભારી, સ્વર્ગપુરી શાટે. ૨
નગર વસાવ્યુ મૃત્યુલોકમાં, મુખે કહ્યુ નવ જાયે;

વસ્તીનો તો તાગ નહી, આવી નમે શિવ પાયે. ૩
હટકેશ્વરની શોભા સારી, મંદીર બહુ મોટું;
ધરમશાળા તો સારી દીસે, બીજુ લાગે ખોટું. ૪
પુરવ દ્વારે ટકોરખાનુ વાગેછે ડંકા. મણી૦ ૧
તે દરવાજે માળી બેઠા, ફુલ બીલ છાજે;
છાબો લઈને મંદીર જાવો, હટકેશ્વર ગાજે. ૧
બે બાજુયે ગરૂડ પવન સુત, ઉભાછે દ્વારે;
તેથી આગે જમણી બાજુ, શિવશંકર વાહારે. ૨
મંદીર મંડપ નંદી શોભે, આરસમણી જડીયો;
ગણપતી હનુમાનજી દ્વારે, નીચે દીવીયો જડીયો. ૩
રૂપાના તો દ્વારજ સારાં, શિવ બેઠાછે માહે;
પારવતી અંબીકા ગટોરઅચ, બેઠાછે ત્યાહે. ૪
હટકમણી તે વચ્ચે બેશી તે પુજેછે રંકા. મણી૦ ૨
પુજનનો તો પાર નહી, નરનારી આવેછે;
પુજાપો બહુ વીધનો લાવી, ઉમંગે આવેછે. ૧
બ્રાહ્મણો તો પુજન કરેછે, શોભા બહુ ભારી;
મંદીર સનમુખ અંબા બેઠા, શોભા તેની ન્યારી. ૨
વેદતણા ત્યાં ધોશ થાયછે, સ્વર્ગપુરી પોચે;
ઘંટાઓ બે મોટી ભારી, નગર સહુ શોભે. ૩
વિશાળ મંદીર શીખર ઉચુ, રંગી નીશાન ફરકે;
આશપાશ શંકરની પથારી, વનસ્પતી થોકે. ૪
જંગલની તો શોભા ભારી વચે બઠા દીયા ડંકા. મણી૦ ૩

નગર મધે નાગર વશીયા, ચમતકારી કહાવે;
રૂપતણો તો પાર નહી, વર આપ્યાછે દેવે. ૧
વૃધ્ધનગરમાં યાત્રા ભારી, કેહેતા ન આવે પારે;
લધુ લધુ હુ વરણુન કરૂછુ, હુ આવુછુ પારે. ૨
નગર મધે તળાવ મોટું, સમેળાછે ભારી;
સર્વે તીરથ તેમાં મળીયા, પાણી ભરે પનીયારી. ૩
ગયા કોઠો સ્નાન કરીયે, દેહ શુધ રાખે;
પાસેછે વિષ્નુ પાદોદકી જળપાન કેરે રાખે. ૪
નાગેશ્વર મહાદેવે ત્યાં બેઠા દીયા ડંકા. મણી૦૪

ગણેશ ખોખલા બહુચરમાજી, બેઠીછે વનમાં;
આશાપુરેછે જંગલ કેરી, રાખેછે તનમાં. ૧
ગવરી કુંડનુ મહાતમ મોટું, ગંગા આવે તેમાં;
સ્નાન કરે દુઃખ જાય તનનુ, મહાદેવ બેઠા વનમાં. ૨
વિશ્વામિત્રિ ત્યાંથી પાછળ, સ્નાન કરો તેમાં;
સપ્તરૂષી ત્યાં બેઠા દીશે, રાખો સહુ તનમાં. ૩
ત્યાંથી આવો નગર મધે, યાત્રા બહુ કહાવે;
ફરતાં ફરતાં પાર ના થાયે, ઉમંગ બહુ આવે. ૪
નાગદ્રોનો આરો સારો, પંનગે દીયા ટંકા. મણી૦૫

નગર મધે મૈયા બેઠી, દરશણ બહુ આવે;
વિષ્નુ શંકર રાખ્યા અંગે, સિધ્ધનાથ ચિત્રેશ્વરી કાવે.૧
ઈષ્ટદેવ હટકમણીછે, ઉર સહુ લાવો;
જનમ ધરીને એકવાર સહુ યાત્રાને આવો. ૨

નાગરો સર્વે ઉત્પન, ત્યાં આગળ થાયે;
ચમતકાર પુરતે પણ દીશે, સતયુગથી ચાલ્યુ આવે. ૩
હાલ નામ છે વૃદ્ધનગર, પણ વડનગર કેહેછે;
ઈષ્ટ સહુનો હટમાણી છે, સ્કંદ પુરાંણ કેહેછે. ૪
સત યુગથી તો ચાલ્યા આવ્યા, હાલ દીયા ડંકા. મણી. ૬

રાજનગરતો રૂડુ દીશે, શોભા બહુ સારી;
નાગરોનો ઈષ્ટ હટક છે, આવ્યાં છે ત્રિપુરારી. ૧
અમદાવાદમા વાસો કીધો, ઉરભાવ લાવી;
રાયપર ચકલા મધે બેઠાં, સહુને મન ભાવી. ૨
હટકેશ્વરનુ મંદીર સારૂ, સોભા બહુ થાયે;
નાગરો ત્યાં વેસ છે પાસે, પુજન કરે ભાવે. ૩
મંદીર મધે શોભા ભારી, મુખે કહી ન જાયે;
પુજન કરે નરનાર ઉમંગે, દરશણ કરે ગાયે. ૪
તે મંદીરમાં શોભા કરી. નવલાલ દીયા ડંકા. મણી૦ ૭

મંદીર મધે ઘંટા વાગે, ગણપતા પુજો;
તેના સામુ થૈને જાયે, અંજની સુત ઉભો. ૧
નંદી બેઠો મંદીર સામો, દ્વારપાળે કહીયે;
સામા જેયે અંબા બેઠા પાર્વતીને લહીયે. ૨
મધે બેઠાછે શીવશંકર, શોભા બની સારી;
પુજન કરો ઉમંગથી આજે, શીર છત્ર ધારી. ૩
રૂપા કેરો બંગલો શોભે, કામ બહુ ભારી;
દીપ બળેછે ઘૃતતણો, તેની જોત્ય બહુ સારી. ૪

મંડપ મધે હટકમણી છે, જોઈ થયાછે સહુ રંકા. મણી ૦૮

પીતળ કેરાં દ્વારજ સારાં, મીનાકારી છાજે;
માતાજીનો ગોખછે સામો, તે એ રીતે ભાસે. ૧
જાળી કઠેરો પીતળ કેરો, કર્યોછે નવલાલે;
ઉમંગ આણુ તેને, તે પણ હરનીશ તે પાળે. ૨
શ્રાવણ મહીને શોભા ભારી, ઓછવ થાય સારો;
માસ એકતો પુજન થાયે, નીયમનો ધારો. ૩
બારે માસમાં જે જે માસે, શોભા થાય ભારી;
પુજનનોતો પાર નહી, આવેછે નર નારી. ૪
ધરો આરા ઉરમાં આણો, ધ્યાન શીવશંકરકા મણી. ૯

હાંડી જુંમર શોભા થાયે, ગાંન તાન સારૂ;
ભુગળાનો નાદ થાયે. ગાયછે બહુ પ્યારૂ. ૧
નોબત વાગે ધનધન ગાજે, ઘોર બહુ સારો;
ઘણુણુણુ ઘંટ ઘડી વાગે ત્યાં, ડમરૂનો ધારો. ૨
આરતી પુજન કરેછે નાગર, નવલાલ પોતે;
છડીદાર ચંમર ત્યાં શોભે, દીવા બળે જોત્યે. ૩
ફુલ મંડળી થાયે ભારી, અબીલ ગુલાલ ઉડે;
નાગરી નાતતો સર્વ આવે, અંન્ય જાત ઉભી જુટે; ૪
કૈલાશ જેવી શોભા શોભે, રાખો ધ્યાન શંકરકા. મણી. ૧૦

વક્રતુંડનુ ધ્યાન ધરીને, આરંભુ સ્વામી;
સરસ્વતીને કર જોડીને, ગાવુછુ શીરનામી. ૧

સ્કંધ પુરાણે નગર ખંડમાં, તીર્થ બહુ છાજે;
યાત્રા કરતાં પાર ના પામે, શ્રેટ હટક ગાજે. ૨
રસા તાળમાં મુળ બીરાજો, હટકેશ્વર સ્વામી;
અમદાવાદમાં આવ્યા પોતે, સહુ રહ્યા છે શીરનામી. ૩
નાગરોના ઈષ્ટ છો પોતે, શરણ આવ્યો ધારી;
કૃપા કરો મુજ કીંકર ઉપર, શીર નામુ ત્રિપુરારી. ૪
મૃત્યુ લોકમાં આપ આવીને, બેઠા દીયા ડંકા. મણી૦ ૧૧

હાટકેશ્વરના ગુણ જે કોઈ, સાંભળશે ગાશે;
અર્થ ધર્મને કામના સહુ, તે સર્વે થાશે. ૧
મોક્ષ થઈને જાય કૈલાશે, જમ જાત વામે;
હાટકેશ્વરની ભગતી કરશે, સુખ સંપતી પામે. ૨
નરક નીવારણ પાપ પ્રજાલણ, ઉતારે ભવ પાર;
શીવ શક્તિ કેરી ભક્તિ કરશે, તરશે સંસારે. ૩
સંવત એક નવ ત્રણ પાંચમાં, રૂડો મહામાસે;
શીવરાત્રીનો દીવશ રૂડો, નાગરો ગુણ ગાશે. ૪
મહારાત્રીયે કરજોડીને, ધ્યાન ધરૂ શંકરકા. મણી૦ ૧૨

લઘુ દીર્ઘના ભેદ ના જાણુ, તાલબંધ સ્વામી;
માત્રા શબ્દ ન જાણુ સર્વે, રહોછુ શીરનામી. ૧
ભોળે ભાવે ભગતી કરીને, શીવના ગુણ ગાવુ;
અમૃતરસ સહુ પીવા કાજે ઉમંગ બહુ લાવુ. ૨
જ્ઞાન બુધીને અક્ષર ભેદમાં, સમજુ નહી કાંઈ;

બુદ્ધિ આપો મનમાં સારી, છે અલ્પ બુદ્ધી મારી. ૩
કરજોડીને આશા મારૂં, વર આપો ભારી,
બાલાજી ઉપર કરૂણા કરજો, શીર રહો ત્રિપુરારી. ૪
જેજે બોલો મુખથી વાંણી, ત્રિલોકમાં ડંકા. મ ગ઼ુ૦ ૧૩



આવ્યને વેલીરે અંબાનુ આવ્યને વેલી એ રાગ.

શરણ આવ્યો રે માજી હુ શરણ આવ્યો,
કૃપા કરો પરમેશ્વરી હુ શરણ આવ્યો.
અપરાધ મારો ક્ષમા કરો માજી શરણ આવ્યો.
દુઃખ દાવાદળ સહુને મૈયા શરણ આવ્યો. ટેક.
અમદાવાદથી ચાલી આવ્યા, આવ્યા નદીની તીર.
નિશાન મૈયા તારૂ ફરકે, આવ્યા સર્વે ધીર.
માજી શરણ આવ્યો કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧
સંવત ઓગણી ચોતરીસામા, રૂડો શ્રાવણ માસ.
કૃષ્ણઅષ્ટમી બુધવાર સારો માજીની રાખી આશ.
માજી શર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨
સાબરતીરથી સંગજ ચાલ્વો આવ્યા કુડાસણ ગાંમ.
સુખશાતાથી સંગજ આવ્યો, ધરી મૈયા તહારી હાંમ.
માજી શર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૩
આછી આછી વૃષ્ટી થાય, સંગબહુ અકળાય.

માણસા ગામની વાટ મધે પાણી બહુ ભરાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૪
આકુળ વ્યાકુળ થાય સર્વે, ઉતારો પાણી પાર.
ચરાડા પછી કુકડવાડુ તે ગામમાં પાણી અપાર.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૫
આ દુઃખનો માજી પાર નહીંને, ધાવ્યો એમ માત.
ઉભો ઉભો સંગ અરજ કરેછે, સુજ નહિ કાંઈ વાત.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૬
અપાર વૃષ્ટી થાય રણમાં, વાહારે આવો નિજમાય.
પ્રાશ્ચિત સર્વે પ્રલે કરો, આ દુઃખ કેમ ખમાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૭
ત્યાંથી ચાલ્યા આવ્યા માજી, ગાંમ કડા શુભ સાર.
બેઠીછે મંમાયા પોતે ક્ષમા કરો આ વાર.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૮
આશ પુરેછે માજી પોતે, પારણાં બંધાવે દ્વાર.
અદ્ભુત મૈયા સ્વરૂપ તારૂ, મેં જોયુ પ્રત્યક્ષ સાર.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૯
વીસનગરને વડનગર, વચેછે ગુંજાગાંમ.
ત્રણે ગામનુ પાણી એકઠુ, સુજે નહી કાંઇ હાંમ.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૦
કૈલાશ વાશી શંકર બેઠા, હટકમાણી શુભ સાર.
નાગરોના ઇષ્ટ પોતે. ઉતારો મેઘ પાર.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૧

અરજ સુણી શંકરજીયે, દુઃખ રાખ્યું પોતે પાસ.
દાસ ઉપર દયા રાખી, સહુવે ધારી તેની આશ.
માજીશરણકૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૨
માહાદેવજીએ આગ્ના આપી, સુખી થઈ સહુ જાત.
અરજ સુણી વહારે આવ્યા, સહુ થયા ખુશી રાત.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૩
વડનગરથી ચાલ્યા સર્વે માજી શરણે જાય.
સહુંમાયાયે દુઃખનિવાર્યું, સુખી કરી આ કાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૪
કૃપાસિંદુ કૃપા કીજે, આવુ કષ્ટ ના દેશો કાય.
આશ પુરો આનાગરી નાતને,સહુ આવી નમે તારે પાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ ૧૫
દાતા મધ્યે રાંણો છાજે, દ્વારે સહુએ જાય.
રાણાજીયે ત્યાં દુઃખજ દીધુ, કેહેવા સહુયે પળાય.
માજીશરણ૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૬
આખો દીવશ વહી ગયોને, ભુખ્યો રહ્યા સહુ સંગ.
કૃષ્ણપક્ષની ચતુરદશીયે, થઈ ગયા સહુ પતંગ.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૭
હવન કરવો માજી કેરો, સનમુખ જેને જ્યાંહ.
ઉદાશ થયા સર્વે સજન, મન ઉતરી અંબા ત્યાંહ,
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૮
દાતાથી ઉચકીને લીધો, જ્યાં બેઠીછે અંબે માય.

શંગ પેહેલાં માયે દરશણ દીધાં, ઉમંગ અંગના માય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૯

પાતીક સર્વે પ્રલે કીધાં, હવન કરાવ્યો રાત.
અડધી રાતની નોબત વાગી. સંગ આવ્યો સર્વે જાત.
માજી શર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૦

પ્રાતુસકાળે પુજન કીધુ, ઉમંગ ઉર ન માય.
ભુખ ત્રશા નીદ્રા ત્યગી, સાંજ સહવાર થાળો થાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૧

આરાસુરમાં અંબા બીરાજો, પુરવછો મહાકાળી.
દક્ષણમાતા અષ્ટભુજા, ચૌવાળ બહુચર બાળી.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૨

મેહેર કરી મહંમાયાયે ત્યાં, આચર મધે કાય.
ઉદો ઉદો મુખ ઓચરો, નાચે કુદે ગાંતતાંનગાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૩

હેલી વાર ઉગારી લીધા, કૃપા કરીને માય.
ભવોભવ હુ પારે આવુ, જ્યાં સુધી રેહે મારી કાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૪

ચાચર મધે આપ બીરાજો દક્ષણમા ખોડીયાળ.
વામાંગે ગણપતી બીરાજે, સામાં બટુક બાળ.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૫

માનસરોવર તીરે બેઠી, વડીલ અંબાઇ માત.

આશ પુરે શક્રાદીની સાંમાં કોટેશ્વર કૈલાશ.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૬

સરસ્વતીની તીરે માજી, આવેછે સહુ દેવ.
બ્રહ્માદી ઈંદ્રાદી સર્વે, કરેછે માની શેવ.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૭

ચારે જુગે આપ બીરાજો, શેવકજન પ્રતીપાળ.
ધોળા ગઢમાં વાસ તારો, દેહ ક્ષણુ ના આવે આળ.
માજીશર૦ કૃપા અપ૦ દુઃખ૦ ૨૮

કાલો ઘેલો થઈને ગાવુ. ધાવો અંમે માત.
અરજ સુણો ઘડી ઘડીને, સાંભળો છાંની વાત.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ ૨૯

ન્યાહળો નિજ દાસ આવે, પાલવ તારો સહાય.
એકજવાર અરજ કરૂછુ, નરનારી સર્વે ગાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ ૩૦

ચરણા ચોળી સાડી બીરાજે, ઝરેછે અમૃત કાય.
જનમ ધરીને માની પારે એક વાર જોત જાય.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૩૧

ઉદો ઉદો મન ઓચરીને ધરૂછુ તારી આશ.
નાગર સહુજન અરજ કરેછે, બાલાની રહો પાસ.
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ ૩૨

ભટજીયે કરૂણા નવ કીધો, અરજ સુની નહી કાય.

આકુળ્યાકુળ થાય સર્વે, શિર બેઠી છે મહંમાય.
મા૦જીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૩૩

એક વાર શહુ બોલો જે જે અંબે માત.
ત્રિપુર સુંદરી મનમાં ગાજે, ઉર રાખોને આજાત.
મા૦જીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૩૪



# કજોડા વગેરેનો ગરબો.

એક તરૂણીયે, વડનગરમાં પોતાનો વર પોતાથી ઘણોજ નાનો ને અણસમજુ હોવાથી, મહાદેવના દેહેરામાં પોતાનો જીવ આપવા માંડ્યો હતો. તેનો આ ગરબો છે ને તે હાલ નીશાનીયો વડનગરમાં પ્રસિદ્ધ છે.

## મસ્તક પુજા.

ખોખલા ગણેશ તુને વિનવુંરે, અજેપાળ લાગુ પાય;
સખી સૈયરનિ વિનતીરે, સારા નગરમાં ગવાય. ૧
અતો વર નાના માટે રાજ, કીધુ મારા જીવને સાટે રાજ;
દુઃખડાં ઘણેરાં માટે રાજ, સૈયરોના મેહેણાંજ માટે રાજ.
એણે દુઃખ સોહે ફાટે રાજ,સભાગીયા મોટા ન થાયે રાજ;

સાસરીતો વેઠી નવ જાયે રાજ,બાળ હેને સાસરી લાગી રાજ.
એ બાળાપણુમાં ભાગી રાજ,નણંદી નાને વેસે રાજ;
હીડતી છુટે કેશે રાજ, ચાલતી ગજંદર ચાલ રાજ.
સહીયરોનાં મેહેણાં સાલે રાજ.
આવડુ થાતુ નવ જાણ્યુ રાજ,શાહીયરોનુ કહ્યુ નવ માન્યુરાજ;
મોતીડાં મોટાં હુતાં રાજ, નાકમાંતો ખુચી રેહેતાં રાજ.
હમે છિયે અબળા નારી રાજ.લોકડીયાં દુરાચારી રાજ;
અજેપાળના સ્વામીરાજ, આણેભવ નાનેરો પામી રાજ.
પેલે ભવ દેજો કાંમીરાજ, એતો વર નાના માટે રાજ.ટેક.
વડનગર રળીયાંમણુરે, શરોવર સમેળા પાળ;
ધન ઘણુ લક્ષ્મી ઘર્ણીરે,તાં રૂપવંતી ગુણનાર;એત.વર૦ ૨
વડનગર રળીયાંમણુ રે, વસે નાગર લોક;
સર્બવે શીશ ચડાવ્યુ રે, તેતો નાના વરને શોક.એતો૦૩
દાહાડે દહાડે ઘટતી ગઈ રે, મારી દુઃખે દાજે દેહ;
મહાદેવ તુને દયા ન આવી.મારે હઇયે પડીયાછે છેહ.એતો.૪
કુંભેશ્વર કુંશશ્વરને વિનવુ રે. અજેપાળ લાગુ પાય;
મુસ્તક પુજા જે કરે તેનો, વર મોટેરો થાય. એતો૦ ૫
સખી સૈયર એ ભરમે ભરાંણી, વર વરવાની કોડ;
મહાદેવ છે અંછાનો દાતા.અંતો આપે ભલેરી જોડ.એતો.૬
આસો વદી અમાવાશિયા રે, પરણ્યો આવે ઘેર;
નાગો થઇને પોતીયુ નીચોવે,હવે શી કરવી પેર.એતો૦ ૭
હાથે સાહીને મેડીયે લીધો, પાડવા લાગ્યો રે બુંમ;
વાકી પાઘડી ઉછાંછળો ચાલે, જાણે પરદેશી ડુંમ.એતો૦૮

સોળે વરશે સુવારે ચાલ્યો, એક દીન દીઠો વાંકો;
નાનેરો વર ને મોટી કન્યા,તેનો છ પોળમાં સાખો.એતો૦૯
સાંજ પડેને સઉ સુવારે ચાલ્યાં,હમેતે કેમ પાસે સુઇયે;
આપણ બેને દુઃખ છે મોટુ,જૈ મહાદેવને કહીયે.એતો૦૧૦
સાજ પડે ને સહીયર સાસર જાયે,આપણ બેઠાંરે જોઇયે;
હીરણ્યવરને દુઃખે મરીયે,ચાલો કુંભેશ્વર જૈયે. એતો૦ ૧૧
દળદરીને દયાંમણોરે, દીઠે દાજેરે દેહ;
દૈવ દયા તુને શે ન આવી,મારે હૈયે પડીયાછે છેહ.એતો૦૧૨
અકરમીને અભાગીયો રે, હસ્તા હીંડેરે લોક ;
સાસેરે જઇને શુ કરૂંરે, પરણ્યાની મુકુ પોક. એતો૦૧૩
મિયા શેખ તુને વિનવુરે, તરવાર માગી આપો ;
આજ હમારે ખપ પડયો છે,તમે વચન રખે ઉથાપો.એતો૧૪
સખીયે તરવારજ સાઈ, ન દેખાય એમ ઝાલી;
કુંભેશ્વરની વાટડીયેરે મુસ્તક પુજા કરવા ચાલી.એતો૦૧૫
સખી સૈયરે વીચાર કીધો, રાખી રૂદયામાં વાત;
ઈછાવરતો આપણ પામીયે, કીજે ઉત્તમ ઘાત. એતો૦૧૬
વીચાર કરીને બે નીસરી, સામી મળી છે એનીમાસી;
શીરાવવાની વેળા થઈછે,તુતો વેહેલી વળજે પાછી.એતો૧૭
રાવળ વાવ્યમાં નાહી ધોઇને, સુરજને અર્ઘ દીજે;
કુંભેશ્વરના દેહેરામાંહે,ચાલો મુસ્તક પુજા કીજે.એતો૦૧૮
કુંભેશ્વર તમને વિનવુરે, સાચા શંભુ ઈશ;
વર મોટેરો આપજોરે, હમે ચડાવસુ શીશ. એતો૦ ૧૯
તરવાર કહાડી હાથેજ ધીલી, હવે સી કરવી પેર ;
સખીને સૈયરે એમ કહ્યુંરે,હવે ચાલો જૈયે ઘેર.એતો૦ ૨૦

વાવ્યકુંડમાં નાહી કરીને, મહાદેવને અર્ઘ દીધો;
સ્વામી કુંભેશ્વર મે પાપ સુ કીધુ,મને હીરણ્ય વર કેમ દીધો.૨૧
ફટ ભુંડી ફટ પાપણી રે, તારી પેહેર મેં જાણી;
રાવળ વાવે નાહી ધોઇને,સીદ અરપ્યુ પાણી. એતો૦ ૨૨
તરવાર કહાડીને ગળે માંડી,બેઠી આંગળ બે;
મહાદેવ છે મંછાનો દાતા,તે સ્ત્રી હત્યા કેમ લે.એતો૦૨૩
ઉંટે ચડીને રબારીરે આવ્યો,ગાંમમાં ખુમજ દીધી;
કુંભેશ્વરના દેહેરામાં કોઇયે મુસ્તક પુજા કાંધી. એતો૦૨૪
નગરમાં હાહાકાર થયોને,સઉકો જોવાને ચાલ્યુ;
કુંભેશ્વરના દેહેરામાં કોઈ, સખીયે પર ઘાલ્યુ. એતો૦૨૫
અખો ઇશ બે કુવર ચડ્યા, ગડગડે નિશાન બે ચાર;
અશ્વારીનો પાર નહીંરે,પાળાની સંખ્યા અપાર. એતો૦૨૬
માડીતો રોતી નીકળીરે, માસી કુટે પેટ;
દીકરીતો એને સેને અવતરી,જર્ણી ઉઠી તે પડીવેઠ.એતો૨૭
ઇશ્વર પુજ્યા પહાણીયે રે,પારવતીયે નાખી ધુળ;
મુઇન હુએ મોટો ન થયો,આતો કેર્ણી થઈ કુળ.એતો.૨૮
ઝોળી ઘાલી ઘેરજ લાવ્યા,તેડાવ્યા ભાણજી વૈદ;
નાડી સાહી એમ કેહેરે,એને જીવાડ જાુગદીશ.એતો.૨૯
ભાણજી વૈદ તુને વિનવુરે, જેને જોઇને ધુણાવ્યુ છે શીશ;
સૈવરને કેહે વિનતી રે એને, જીવાડે જાુગદીશ. એતો૦૩૦
પંદર દહાડા પડદે રાખી, માથે ઘાલ્યુ છે પાણી;
મુસ્તક પુજાની વિનતી રે, દેશ પરદેશે વખાણી.એતો૦૩૧
છયે પોળમાં વિવાહ કરજો, કરજો જોઈ વિચારી;

નાનેરા વરને મોટી કન્યા દે, તને હત્યા છે હમારી. એતો. ૩૨
વડનગર ને વિસનગર રે, વચે ગુજા રે ગાંમ,
નાના વરને પરણાવે તેના, બાપને દેજો ડાંમ. એતો૦ ૩૩
વડનગર રળીયાંમણુ રે, વસે નાગર લોક;
નાનાવરને મોટી કન્યા, તેનો તે વિવા ફોક. એતો૦ ૩૪
વડનગર રળીયાંમણુ રે, વસે મહાજન જાત;
મોટા વરને પરણાવજો રે સુખી રહે દીન રાત. એતો૦ ૩૫
મહાદેવને માથે ચાતરી રે, ગણેશને માથે ફુલ;
નાનાવરને મોટીરે કન્યા, તેનુ પરણે જાજો મુળ. એતો૦ ૩૬
હેલી વારતો હુ ઉગરી રે, હવે મરૂ વીખ ખાઈ;
મામલીયા સુત ભાણજો ર, જેણે પુસ્તક પુજા ગાઈ. એતો. ૩૭

---

નાથુજી ચંદાની પ્રીતી. રાગ ઉપર પ્રમાણે.

પોળના ગણેશ તુને વિનવુરે, અજેપાળ લાગુ પાય;
નાથુ ચંદાની પ્રીતડીરે, નગરમાંહે ગવાય. ૧
નાથુ મારા મનનો માન્યોરાજ, નાથુ મારા દીલનો ભેદ્યોરાજ.
નાથુ વિના ક્ષણુ નવ જાયેરાજ, ઘડી વરસ સાત થાયેરાજ.
ચંદામણુ હસીને લિધીરાજ, પછે કેશો જાણુ ન કીધીરાજ;
નાથુ મારા દીલનો ભેદ્યોરાજ. ટેક.
ઈડર તજીને હમો અમનગર આવ્યાં, એટલો દેશ હમારો;
પંચે મળીને ધણી ભંભેર્યો, હમને ભરૂસો તમારો;
તેતો કેમ મુક્યો જાયેરાજ. નથુ૦ ૨
પંચે મળીને ધણી ભંભેર્યો, હવે શી કરવી પેર;

પ્રથમ પેહેલાં મળ્યાં હુતાં, પેલા વીરજી સોનીડાને ઘેર;
તેતો મારા મનનો માન્યોરાજ. નથુ૰ ૩
બોરૂવાવાડે મારૂ સાસરૂર, અટકેળ વાળી લીધુ;
નાગરીનાતમાં નીરભે થઈને, મનનુ માન્યુ કીધુ;
તેતો મારા મનનો માન્યોરાજ. નાથુ૰ ૪
દાજી ઘરમાં આવતા જાતા, તેને કારજ નવ સીધ્યુ;
ખુદીસી કેડનો નાથુજી આવ્યો, તેણે મનડુ હરીને લીધુ;
ખુદો કેમ મુક્યો જાયેરાજ. નાથુ૰ ૫
સો રૂપૈયામાં સાટુરે કીધુ, એકજ રાતનુ મુલ;
ચંદાને ચીતથી રખે વિસારો, તમે મળવાનુ કરજો સુળ;
મુલતો હમારા નવ કીજેરાજ. નાથુ૰ ૬
ભુલા મલેખના ઘરમાં એને, રાખ્યો હિંદુનો ધર્મ;
ખાતર પાડીને ખુણેરે કાટાં, તે કોઇ ન જાણ્યો મર્મ;
મલેક પાડોશી હુતોરાજ નાથુ૰ ૭
નાગરના લોક મળ્યા એકઠારે, પુછેછે સુબાને કાજી;
ચદાને તમે પુછી જુવોજે. નાથુ ઉપરછે રાજી;
તેતો મારા મનનો માન્યોરાજ. નાથુ૰ ૮
નગરની સેરી સાંકડીરે, બહારછે છોછો વાસ;
ખેરે બપોરે આવજોરે, તારા દુરીજન હોય નીરાસ;
આશ તો હમારી પુરોરાજ. નાથુ૰ ૯
ધન દેખીને નવ ચળુરે, નાથુ દેખીને રાચુ;
જગાભાઈની શીખામણ સાંભળી, રખે મન કરતા કાચુ;
સાચુ તો શદાયે રાચુરાજ. નાથુ૰ ૧૦

નાથુજી તમે જાણતા નથીરે, ખાવુ પડશે ઝેર;
ઓલંભો દેવા જાવુ ઘટેતો, જાજો બચુવા દવેને ઘેર;
હરીહર મુને ગાતો હીંડેરાજ. નાથુ૦ ૧૧
નાથુ જોબન ઉલટયુરે, લોપી મનની લાજ;
હમો તમો પુરણ બાંધીયાંરે, પ્રેમે બંધાયો પાશ્ય;
કીધુ હમે તમો કાજેરાજ. નાથુ૦ ૧૨
વજુઆયે ચંદા શીખવીરે, છીનાળવાની પેર;
પ્રથમ પેહેલાં મળ્યા હુતાં, પેલા વીરજી સોનીડાને ઘેર;
તેતો મારા મનનો માન્યો રાજ. નાથુ૦ ૧૩
મુખતો મારૂ ચંદ્રમારે, વાંસો વેહેલનો વાંક;
કોયલની કોટ પોતાના સરખી, તારો સીંહના સરખો લાંક.
એને તુ ભાવે રૂડીરાજ. નાથુ૦ ૧૪
કનક વરણી કાંમનીરે, વરત્યાં મંગળ ચાર;
હમો તમો વચે અંતર નથી, ત્યા નીસરી આવ્યુ સાર,
પાર હમો ત્યાંથીજ પામ્યાં રાજ. નાથુ૦ ૧૫
શશીવદની મૃગાલોચનીરે, ચંદા ચંચળનાર;
ચંપક વરણી કાંમનીરે, તેનો નાથુજી ભરથાર;
તેતો મારા મનનો માન્યો રાજ. નાથુ૦ ૧૬
ચંદા થાયે દાહીલીરે, બાળાપણને જોમંન;
નાથુજી તમો ચાલશો તો, જોબન થાસે મંદ;
પછી કાંઈ કાંમ ના આવે રાજ; નાથુ૦ ૧૭
નાથુજી કેડે કટારડારે, ખાંધે ભરાવીછે ઢાલ;
ફુલના સરખો નાથુજીરે, તેતો મારા હૈયાનો હાર;

તેતો મનડાનો માન્યો રાજ. નાથુ૦ ૧૮

નાથુજી તમો પાતળારે, કુંકુમ વરણી દેહ;

ભલે પધારયા ભોર મારે, તને પુરણુ બાંધ્યો સ્નેહ:

તે કેમ છુટયો જાયે રાજ. નાથુ૦ ૧૯

નાથુજી તમો આવજોરે, કરજો સાહે હમારી;

તમેતો આતમારાંમ છોરે, પછી હુ છુ દાસી તમારી;

વાંકતો હમો નવ કીજે રાજ. નાથુ૦ ૨૦

ભાવન ગાયેને સાંભળેરે, પોચે મનની આશા;

ઉભો રહી હરીહર વિનવેરે, ચંદા તે તોરી દાસ;

પ્રીતડી વારૂ નીભાવી રાજ. નાથુ૦ ૨૧

ચંદા થાયે દોહીલીરે, નાથુ ચંદાશુ ભીડે;

ચંપકવરણી દેહડીરે, અતી ઘણેરૂ પીડે;

ભીંડ્યા વના પીડ નવ ભાગે રાજ. નાથુ૦ ૨૨

ચંદા ચમકતી વીજળીરે, નાથુ ચંપાનો છોડ;

નાથુ ચંદાની પ્રીતડીરે, ગાયે વજીવો મોડ;

નાથુ મારા મનનો માન્યો રાજ. ૨૩

---

બંસરી બજાઈ આજ રંગસે મોરારી એ રાગ.

મેરેતો હટકેશ્વર ઇશ, દુસરી મૈયા મોરી;

ગનપતીકુ ધ્યાંન ધરી, કરે સરસ્વતી ગ્નાંન મોરી; ટેક.

જળ થળ જીવ જંતુ મોહે, મોહે પક્ષી શારી;

કૈલાશમે આપ બીરાજો, મોહે ભીલડી નારી. મેરેતો૦ ૧

ઉમીયાંજી અંગ લીયે, ગંગ જટામે પ્યારી;

ગલે રુંઢમાળા છાજે, ભભુત અંગે ધારી. મેરેતો૦ ૨
આક ધંતુરા પીયે ભંગા, નંદીકી અસવારી;
વેદ વિરંચી નારદ શારદ, ધ્યાન ધેરે ભારી. મેરેતો૦ ૩
એકહિ હાથ મૃગ વામે છાજે, દુજે હાથ શુલ ધારી.
તિજે હાથ અંબર દીજે, ઓઢંગે ઉમીયા નારી. મે૦ ૪
તિનલોક તિન નેત્ર છાજે, શોભા દેખે ભારી.
મૃત્યુલોકમે આપ બીરાજો, સહુ ભક્તિ કરે તુમારી.મે૦૫
નર નારી ઉમંગે ગાવે, સ્તુતી કરશે સારી.
કરજોડીને કરે વિનતી, કૃપા કર ત્રિપુરારી. મે૦ ૬
નાગરી નાત અરજ કરે, શિવ શક્તિ ઇષ્ટ ભારી.
કૃપા કરો શિર હર બાલાકુ, સ્તુતિ કરે તુમારી. મે૦ ૭

---

છંદ.

અહુચર બાળી તુમતવાળી, સકળ ભુવનકી તુ દાતા. એ રાગ.
મહમાયા મત બાલી અંબે, ધ્યાંન ધરો સબ મતવાળા;
ચાર જુગ નવખંડમે વ્યાપી, ત્રિપુર સુંદરી શિર બાળા. ટેક.
અશાડ માસમે આદ્ય ઈશ્વરી, આશાપુરીહે જુગતમા;
શહસ્ત્ર ભુજા આઈ અસુર મારે, નવરાત્રી સબહે મનમાં.મહં૦૧
શાવણ માસમે શક્તિ સાચી, શિવશંકરકા પુજન ન્યારા;
સરસ્વતી સુંદરી શારદા, ઝરમર મેહ બરસે ધારા. મહં૦ ૨
ભાદ્ર મારો ભદ્રકાલી ભવાંની, ભુવનેશ્વરી ભવમે સાચી;
ભાવ ધરે ભગવાંન ઉનકુ, સચરાચર જુગમે જાચી. મહં૦ ૩

આસો માસ અલમેલી મૈયા, નવરાત્રી ઘેર ઘેર હોતી;
નારાયણી નવ દુર્ગા નારી, ઉદો ઉદો મુખશે કેહેતી. મહું૦ ૪
કારતગ માશમે કાળી કલ્યાણી, કળજુગમે ત્રિશુળ ધરતી;
કુષ્માંડ સ્વરૂપે કંશને મારેઆ, અષ્ટ ભુજા નામ ધરાવતી.મહું૦ ૫
માગશર માસમે મહિષ વાહિની, માર માર અસુર કરતી;
માતંગી તુલજા ભવાનિ, માર્કંડ ઉરમે એ રખતી. મહું૦ ૬
પોશ માસમેં પાર્વતી કહિયે, હિમાચલ પરવત સારી;
ચંડમુંડ રક્ત બીજ નિશંભ શંભ. અઘોરરૂપે નાખ્યા મારી.મ૦૭
મહા માસે નવરાત્રી ખેલે, મહા મારી રક્ષણ કરતી;
રક્ત ચામુંડા શબ વાહની, જ્વાળામુખી જગમે જોતી. મહું૦ ૮
ફાગણ માસમે ફગુવા ખેલે, ભર ભર ઝોલી ગુલાલકી;
ચોસઠ જોગણી ચાચર આઈ, શિર ધરી કેશર મટકી. મહું૦ ૯
ચૈતર માસમે આઈ ચંડીકા. ચામુંડા નામ ધરાવતી;
નવરાત્રીકા દીનહે ન્યારા, હોમ હવન સબ કરાવતી. મહું૦ ૧૦
વૈશાખ માસમે વહારે ચડિયે, કોગલીયાકા હે ધારા;
અરજ સુણ કે ચડિયે સિંહપે,રોગ દુઃખ સબ કરો ન્યારા.મ૦૧૧
જેઠ માસમે અરજ સુણલ્યો, બાહ્યગ્રહોનિજ શરણ કી;
આશરખે સબ દેવ દેવાદી, પાસ રહો શિવશંકરકી. મહું૦ ૧૨
પુરણ માસ પુરૂશોતમ કહિયે, આનંદ ઉરમે બહુ પાયા;
જે જે બોલો બહુચર અંબે, બાલાજીયે ગુનગાયા. મહું૦ ૧૩

---

દુહા.

કરજોડી કરૂ વિનતી, છુ હુ સહુનો દાસ.
મનમાં ઉમંગ એટલી, શિવશકિત પુરે આશ. ૧
માત્રા ભેદ જાણુ નહી, અક્ષર ભેદ પણ તેમ.
રસ્વ દીર્ઘ તેમ પ્રગટીયુ, સહુ સાથે કુશળ એમ. ૨
રહુછુ અમદાવાદમાં, રાયપરમાં મુકામ.
ગુશાપારેખનીપોળમાં, ત્યાં છે પોતાનો ઠામ. ૩
નાગર બ્રાહ્મણ જાતછુ, બાલાજી નામ ધરાય.
શિશ્યછુ વાસુદેવનો, વડનગરો કેહેવાય. ૪
સુતછુ ભગવાનજીતણો, લેછે અંબાનુ નામ.
હરિ ઇછાથી મન થયુ, અરપ્યુ સર્વે હાંમ. ૫
અંબામાની મેહેરથી, થયુ મંન ઉલ્લાસ.
આશાપુરી શિવશંકરે, ઉઠી ગયો મનનો ત્રાસ. ૬
અંબામાની મેહેરથી, નમુછુ સર્વે દેવ.
એકવાર જ જે બોલો, હરી હર હર મહાદેવ. ૭



# જાહેર ખબર.

આ નિચેનાં પુસ્તકો નિચેને ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

૧ આહનીક શાંખાયન શાખાનું રૂગ્વેદનું કી. ૩૦

૧ શિવરહસ્યોક્ત. નમક ચમક રૂદ્રી. કી. ૨ આના.

૧ સંધ્યા ટીકા સાથે કીમત. ૩ આના.

૧ મંગળાષ્ટક. કીમત. ૧॥ આનો.

૧ માતાજી તથા મહાદેવના ગરબા વિગેરે. કી. ૨ આના.

૧ કીર્તનાવળી. કીમત. ૨॥

**અમદાવાદમાં.**

પંડ્યા. મંગળશંકર ગોવિંદદેવને ત્યાંથી ઠે. હવેલીની પોળ.—દવે. બાલાજી ભગવાનજી ઠે. ગુશાપારેખની પોળ.—પંડ્યા ઇશ્વરજી નારણજી ઠે. શાંકડીશેરી.—મામાની હવેલીમાં છ આનામાંથી.—રા. ગોપાળભાઈ લક્ષ્મીનારાયણજી ઠે. ખાડીયાની ગેટ આગળ.—વૈદ. છોટાલાલ મુળજી ઠે. ખાડીયાની ગેટ આગળ.—જોશી. પરશુરામ મનસુખરામ ઠે. ખાડીયા મણીમાસાની ખડકી.—રા. મોતીનાથ રામનાથ ઠે. શાંકડી શેરી બાપાશાસ્ત્રીની ખડકી—હોજા. મનસુખરામ ઘેલા ઠે. રાજામેતાની પોળ.—સુરત મધ્યે મુનસી. હરીશંકર રેવાશંકર ઠે. આતમારામ ભુખણની પોળમાં.